( Lord Tennyson's )

# ENOCH ARDEN

Versified into Gujarati.



By

Dr. M. O. Suraiya,
Ghod Bunder Road,
Jogeshwari,
BOMBAY.

## Lord Tennyson in Gujarati.

"He saw thro' life and death, thro' good and ill,
He saw thro' his own soul,
The marvel of the everlasting will
An open scroll
Before him lay; with echoing feet he treaded
The secretest walks of fame;
The viewless arrows of his thoughts were headed
And winged with flame."

*Tennyson.*

These lines of the poet are perhaps the best unconscious description of himself. The English language may have had more imaginative and more talented poets, but none nobler than Lord Tennyson. And I am sure it will be very gratifying to the Gujarati reading public, who are now familiar with Dr. Suraiya's editions de luxe, to see his choice fall on the great poet.

Dr. Suraiya's editions de luxe, to see his choice fall on the great poet.

Enoch Arden affords an excellent subject for translation or rather adaptation which the present work really is. It is replete with tender pathos and has a special appeal to all who have loved and suffered. It is a pleasure to feel that amidst the restless turmoil of our agitated times such a piece of literature comes out to soothe us, and that high thinking is not yet divorced from the present-day vulgarising civilization.

Poetry is not a means to an end. It is one of the gifts of life and needs no more vindication than a beautiful sunset or the melodious music of a bird's song. It does not give direct instruction nor does it inculcate moral precepts; but it deepens and enriches the emotional soil in which virtues flower. And such exactly is the poetry of Lord Tennyson. To use Plato's simile it is a health giving breeze, and draws our soul into harmony with beauty and reason.

Dr. Suraiya's poetic bent of mind and his diction deserve all praise. He renders the work in such a manner

that the very atmosphere changes from English to Indian, without in the least harming the original theme of the poem. His genius and ability, combined with tireless zeal have created an art which is really sublime.

The delight which poetry yields lies mainly in the music of words; rhythm produces more emotion than bare syllables and is the soul of verse. It is in tragic poems like the present work, where grief spoken through reiterated words such as "Not to tell her, never to let her know", relieves the heart like a rhythmic sob. Dr. Suraiya's skill gives the verses the right sort of rhythm and music and makes them pleasant reading. His choice of words, though accurately rendering the original, leaves no harsh or jarring note. Sacrifice of love, which is the theme of Enoch Arden, is clearly visualised before the mind's eye through the easy flowing lines of the translation.

Gujarat has welcomed Dr. Suraiya's earlier publications and there is no doubt that a warmer reception awaits the present work.

*Sarojini Mehta*

# અનિલકુમાર

(લૉર્ડ ટેનિસનના 'ઇનૉક આર્ડન'નો સમશ્લોકી અનુવાદ)

અનુવાદક અને પ્રકાશક

**ડૉક્ટર એમ. ઓ. સુરૈયા,**

ઘોડબંદર રોડ, જોગેશ્વરી,

મુંબઈ

પ્રથમ આવૃત્તિ                                        પ્રત ૧૧૦૦



પ્રાપ્તિસ્થાન

મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કું. લી.,

પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

કિંમત રૂા. ૫-૦-૦

૨૪૨૭૧

# અનિલકુમાર

## હૃદયાંજલિ

અનેક પુષ્પોના સૌંદર્યથી શોભતું ઉદ્યાન અનન્ય માધુર્યથી વાતાવરણને ભરી દેતા ગુલાબથી સમૃદ્ધ બને છે. અને એ ગુલાબ–સૌંદર્ય અને સૌરભનો સુભગ યોગ કરતું એ કુસુમ–કરમાઈ જતાં ઉદ્યાનનું તેજ ઝંખવાયું. ગુજરાતની સાહિત્યવાટિકામાંથી એવું એક ગુલાબ અદૃશ્ય થયું છે. અને એ શ્રીમતી પન્નાબહેન જેવું–સૌંદર્ય અને સૌરભમાં નિતાંત રમ્ય કુસુમ કરમાઈ જતાં મારાં વિરલ પ્રકાશનોની હારમાળામાંનું અનુપ પમરતું ગુલાબ–એની મોઘેરી મીઠાશનું સ્મરણ કરાવતું અદૃશ્ય થયું છે. 'સૂનું ગામડું' શ્રીમતી પન્નાબહેનને અર્પણ થયેલ છે, 'ત્રિવેણી'ની પ્રસ્તાવના એમણે લખી છે અને 'નિવાપાંજલિ'નું ઉદ્‌ઘાટન પણ એમણે લખ્યું છે. અને એમણે પોતે જ પસંદ કરેલ આ પંક્તિઓથી ઉદ્‌ઘાટનનું સમાપન કરેલું છે; તો હું પણ ગુજરાતના અકાળે લુપ્ત થયેલા આ સ્ત્રીરત્નને એ જ પંક્તિઓમાં મારા દ્રવતા હૃદયની અંજલિ આપું છું.

'કેવાં કેવાં પાણીવાળાં, વિમળ, અમોલાં રત્ન અનેક!
પાકે ઘેરા રત્નાકરને ઘોર, અગોચર કોતર છેક;
કેવાં કેવાં સુમન અજાણ્યાં સર્જાયાં સહ રમ્ય રતાશ!
એળે જાય અરણ્યસમીરે મોઘેરી એની મીઠાશ.'

આહ! પન્નાબહેન!

એમ. ઓ. સુરૈયા.

# અર્પણ

સરસ્વતીની સેવા અને સરસ્વતીની કૃપા વારસામાં પામેલાં એથી સંસ્કાર, શિક્ષણ અને સમાજસેવામાં સતત અધીરાં અને સરળતામાં સોહાતાં, એવાં સુલક્ષણાં શ્રીમતી સુલોચનાબહેન મોદીને

સસ્નેહ

૧–૬–૪૩ એમ. આ. સુરૈયા

# અનિલકુમાર

## સ્પષ્ટીકરણ

મારા સ્નેહી શ્રી રામપ્રસાદ બક્ષીએ અતિશય શ્રમ ઉઠાવી 'અનિલકુમાર' નું વિવરણ લખ્યું છે અને 'Under the palm tree' વાળા પ્રસંગનું ભાષાંતર કરવામાં Holy Book ને સ્થાને હિંદુધર્મગ્રંથમાંથી કોઈ વૃક્ષપ્રસંગ યોજાવો જોઈએ એવો મારો આગ્રહ હતો જેને પાર પાડવામાં તેમણે મને સહાય કરી છે જેથી હું તેમનો ઋણી છું, "આપણે ત્યાં પરણેલી સ્ત્રીનું ચિહ્ન સોનાની વીંટી નથી પણ મંગળસૂત્ર છે," એ સૂચના શ્રીમતી સરોજિનીબહેન મહેતાએ મને અણીને ટાંકણે આપેલી જેથી હું તેમનું ઋણ સ્વીકારું છું. કુ. બચુબહેન લોટવાળાએ તેમની નાદુરસ્ત તબિયત હોવા છતાં આ કૃતિની પ્રસ્તાવના લખી મને ઉપકૃત કર્યો છે. શ્રીમતી સુલોચના-બહેન મોદી, શ્રીમતી ત્રિશળાબહેન મઝમુદાર, શ્રીમતી લાભુબહેન મહેતા, શ્રીમતી હંસાબહેન મુનીમ, શ્રીમતી સુશીલાબહેન મહેતા, શ્રીમતી સરલાબહેન મોદી શ્રીમતી નિર્મળાબહેન દેસાઈ, શ્રીમતી સરલાબહેન કાંટાવાળા, કુ. એનીબહેન દેસાઈ, કુ. મૃદુલાબહેન દમણીઆ અને શ્રી. શ્રીમતીબહેન મહેતા. એ સાહિત્યરસિક વિદુષીઓએ 'અનિલકુમાર' ને અલંકૃત બનાવવામાં મને સહકાર આપ્યો છે જેથી હું તેમનો સવિનય આભાર માનું છું.

અંતે પણ અંતઃકરણે હું શ્રી મનહરરામ મહેતાનો આભાર માનું છું કે જેમણે આ કૃતિમાં ગુણાવલેખન લખ્યું છે.

**એમ. એ. સુરૈયા**

# અનિલકુમાર

## ઉદ્દ્ઘાટન

શાશ્વત પ્રેમત્રિકોણથી આજકાલ કોણ અજાણ્યું હોય ? અંગ્રેજી સાહિત્યમાં મશહૂર થયેલા અંગ્રેજ કવિ લૉર્ડ ટેનિસનના 'ઇનોક આર્ડન' નામના જાણીતા કાવ્યમાં પણ એક આદર્શ પ્રેમત્રિકોણ આલેખાયો છે. સાધારણ પ્રેમત્રિકોણની વાત હોત તો આ કાવ્ય સાધારણ કોટિનું ગણાત; પણ એમાં તો પ્રેમની ખાતર ત્યાગ કરવાની ભાવનાનું બહુ જ સુંદર દૃષ્ટાંત આપ્યું છે એટલે જ આ કાવ્ય મહાન ગણાય છે. આવા એક સુંદર કાવ્યનો સુંદર ગુજરાતીમાં ડૉ. સુરૈયાએ સુંદર અનુવાદ ગુજરાતને ચરણે ધર્યો છે. ખૂબીની વાત તો એ છે કે અંગ્રેજી કાવ્ય અપદ્યાગદ્યમાં છે છતાં એને ડૉ. સુરૈયાએ સવૈયા છંદમાં બેસાડયું છે અને એ પણ ડૉ. સુરૈયાના સવૈયામાં–સુરૈયા છંદમાં–જેને ચરણે ચરણે સુવર્ણી વેણો વણાયેલાં છે. કર્ણપ્રિય અનુરણન અને આપોઆપ પડતા પ્રાસ કેવાં હૃદયંગમ લાગે છે! એમનું ગુજરાતી ભાષા અને છંદ ઉપર કેટલું પ્રભુત્વ હોવું જોઈએ, એ વાંચક બરાબર સમજી શકશે.

'અનિલકુમાર' માં દરિયાકિનારાનું, ગ્રામ્ય વનરાજીનું ગ્રામ્ય વિસ્તાર અને એની આજુબાજુની ટેકરીઓનું અને કુદરતની લીલાનું ઘણું સુંદર વર્ણન છે. ડૉ. સુરૈયાના નિવાસસ્થાનની

# અનિલકુમાર

આજુબાજુ પણ એવો જ દરિયાકિનારો, કુદરતની લીલા, ગ્રામ્ય વનરાજી અને ટેકરીઓ આવેલાં છે, એને લીધે તો ડૉ. સુરૈયાને આ કાવ્યનો રસાસ્વાદ ગુજરાતને ચખાડવાની પ્રેરણા થઈ ન હોય ?

"છેટે જ્યાં દરવાજે બેઠા પંચાનન જાણે દરવાન"
"ત્યાં જ મયૂર સમા તરુ સામે એકલવાયું નિવાસસ્થાન"

"વાંકડવેલી કુંજગલી અતિ ઊંચી જાણે નભની વાટ,
ને કોમળ શ્રીફળતરુવરના પીંછમુગટ ઝૂકેલ વિરાટ,
જંતુ અને પંખેરુ તણો ત્યાં વીજ સમાન જ્વલંત ઝગાર,
પચરંગી લાંબી લતિકાની બલિહારી ત્યાં અપરંપાર,
ને જે અતિ જબરાં તરુવર પર લેતી ચારે કોર લટાર,
પરવરતી કરતી ગિરિ પરની ધરતીની મરજાદ પસાર."

આવી તો એક નહિ, બે નહિ, સો નહિ, હજાર નહિ પણ બબ્બે હજાર પંક્તિઓ ડૉ. સુરૈયાએ ગુજરાતને ખોળે ધરી છે. અને આવાં કાવ્યોના ઉદ્દ્ઘાટન ઉપર તો હું મારા ઉરઉદ્યાનમાંથી વીણી વીણીને ફૂલડાં વેરું છું.

ત્રિશૂળા મજમુદાર

# અનિલકુમાર

## સત્કાર

અંગ્રેજી સાહિત્યના રત્નાકરમાંથી ઉત્તમ કથાકાવ્યો ચૂંટી લઈને એને ગુજરાતીમાં ઉતારવાનો ડૉ. સુરૈયાનો પ્રયત્ન ગુજરાતનો સત્કાર પામી ચૂકયો છે. આ 'અનિલકુમાર' એવા જ સત્કારનું અધિકારી થશે એમ વિના સંકોચે કહી શકાય.

ભાષાંતરો અને રૂપાંતરોથી કોઈપણ ભાષા પોતાનું તેજ કે પ્રાણ પ્રગટાવી શકે નહિ, પરંતુ તે સાથે જ જે ભાષા જગતસાહિત્યના બળવાન પ્રવાહોને ઝીલવા માટે તત્પર ન હોય તે ભાષામાં પ્રેરણાનું ઝરણુ પણ ભાગ્યે જ પ્રકટી શકે. ડૉ. સુરૈયાએ જે કાવ્યો ભાષાંતર કે રૂપાંતર માટે પસંદ કર્યાં છે તે વિષે એટલું ખાત્રી પૂર્વક કહી શકાય કે એની પસંદગી જગતસાહિત્યના ઉત્તમોત્તમ કાવ્યમાંથી થઈ છે. આવાં ભાષાંતરો અને રૂપાંતરો ગુજરાતની કવિતાને અને વાર્તાને અવશ્ય પ્રેરણા આપનાર નીવડશે.

'અનિલકુમાર' એક નિતાંત સુંદર અને કરુણ કથાકાવ્ય છે. શાંત ઝરણાની પેઠે એ આખું કાવ્ય વહ્યું જાય છે. કયાંય તોફાન નથી, ખળભળાટ નથી, વેદનાનો વિલાપ નથી, સુખની મસ્તી નથી, કાવ્યમાં જે કથાદોર ગુંથાયો છે તે ધીમે ધીમે વાંચનારના હૃદયની આરપાર ઊતરતો જાય છે.

# અનિલકુમાર

ઐક્ય પાત્ર તરફ અણગમો કે તિરસ્કારની લાગણી જન્મતી નથી. જાણે પ્રેમમાંથી જ બધું પ્રગટ્યું છે ને પ્રેમમાં જ લય પામે છે. સાથે એમ પણ લાગે છે કે જ્યાં પ્રેમ ત્યાં દર્દ છે. દુઃખ છે, વેદના છે, છતાં એ બધામાં માધુર્ય ભરેલું છે. કોઈપણ ભાષાંતર-રૂપાંતરની સફળતા વિષે અભિપ્રાય ઉચ્ચારવાનું કામ કઠિન છે. દરેક ભાષાને પણ પોતાનું સ્વતંત્ર સામર્થ્ય હોય છે. આ સામર્થ્ય લાંબી સાહિત્ય-સાધનામાંથી જ પ્રગટે છે, ઉપરાંત વાંચકના સંસ્કારો પણ ભાષાના માધુર્યને ગ્રહણ કરવામાં કારણભૂત બને છે. મૂળ કાવ્યના ભાવને ઉતારવામાં આ રૂપાંતર કેટલું સફળ થયું છે તેનો નિર્ણય વિવેચકો કરશે. હું તો એટલું કહું છું કે આ ‘અનિલકુમાર’ સ્વતંત્ર કથાકાવ્ય જેવો રસ આપી શક્યું છે, એમાં વણાયેલી કથા ચિત્તને હલાવવાનું સામર્થ્ય બતાવી શકે છે; એ દૃષ્ટિએ ‘અનિલકુમાર’ ને અભિનંદવું જ જોઈએ.

ડૉ. સુરૈયા! જગતસાહિત્યના રત્નાકરમાંથી હજુયે વિશેષ રત્નો ગુજરાતને આપો અને આપણા સાહિત્યને અજવાળો!

લાભુ મહેતા

# અનિલકુમાર

## કાવ્યકૌમુદી

જગવિખ્યાત અંગ્રેજ કવિ લૉર્ડ ટેનિસનની વિશુદ્ધ પ્રેમ અને ત્યાગની ઉર્મિઓથી અંકિત કવિતા 'Enoch Arden' નો અનુવાદ ડૉ. સુરૈયાએ અતિ સફળતાથી કર્યો છે. પ્રેમી હૃદયમાં રહેલી સ્વભાવિક લાગણીવશતા–અન્યોન્યને સુખી બનાવવાની એક પ્રબળ ઇચ્છા–આપમેળે ત્યાગબુદ્ધિ ઉત્પન્ન કરે છે. પરંતુ એ ત્યાગમાંયે જ્યારે બે વ્યક્તિઓ વચ્ચે સ્પર્ધા જાગે ત્યારે અંત કરુણ આવે એ નિર્વિવાદ છે. અનિલ અને વલ્લભમાં કોની નિઃસ્વાર્થતા વધે એ એક પ્રશ્ન છે, પરંતુ નિષ્કામ કર્મ કરે તેને ફળ જરૂર મળે એ સૂત્ર પ્રમાણે બંનેના અનસૂયાને સુખી બનાવવાની મહત્ત્વાકાંક્ષા પરિપૂર્ણ થાય છે. છતાંયે અંતમાં અનિલ જીવનપટ પરથી દૂર સરતાં આપણા મન પર એનું બલિદાન વધુ અસર કરે છે અને નયનોને આર્દ્ર બનાવે છે. આવી આ પ્રેમકથાને ડૉ. સુરૈયાએ બહુ જ સરળ ગુજરાતી ભાષામાં રજુ કરી છે. શૈલી સાદી છતાં સંસ્કૃત સમાસોથી ભરપૂર છે. કવિતાના આખાયે અંગમાંથી મૃદુતા ઝરે છે. ક્યાંયે કઠોર શબ્દધ્વનિ કર્ણગોચર થતો નથી. નાયિકા અનસૂયાની જેમ ભાવનાની સુકોમળતા ભરેલી છે, છતાંયે બળવાન અને ધુરંધર અનિલની માફક અંતરના ભાવો આવિર્ભૂત થવાને માટે નિરંતર યતમાન રહ્યા છે.

આખીયે પ્રેમગાથામાં કરુણ રસ પ્રાધાન્ય ભોગવે છે. વળી કવિ ટેનિસનના જેવું જ તેમનું શબ્દલાલિત્ય છે. તે મહાન કવિની માફક ઉચિત શબ્દસંકલના કરી તેઓ કુદરતનું તાદૃશ ચિત્ર ખડું કરે છે.

'ને દીઠી આથમતા દિનની જ્યોતિ ટમકતી ત્યાં ઉપલાણ,
બૌદ્ધ તણાં ચૈત્યોની ટોંચે ઝંખાતી કરતી પરિયાણ'

અને

'નાનું વાદળી જેમ નિરોધે રવિના તેજ તણું પ્રસ્થાન'

અને वाक्यं रसात्मकं काव्यम् એ ન્યાયે આ કાવ્યકૌમુદી આપણા ઉરપોયણાને પ્રફુલ્લિત બનાવે છે. કથાનકને ગુજરાતી જીવનનો અનુકૂળ સ્વાંગ સજાવ્યો હોવાથી અને અખંડિત રસ વહેતો હોવાથી મૂળ વસ્તુ ન વાંચીએ તોયે કવિતાનું હાર્દ બરાબર સમજી શકાય છે. અનુવાદ હોય એવું જણાતું નથી. આવી સફળ કૃતિ માટે ડૉ. સુરૈયાને હાર્દિક અભિનંદન.

હંસા મુનીમ

# અનિલકુમાર

## પદ્મિની વર્ગના ભાષાંતરો

વિખ્યાત આંગ્લ કવિ ગોલ્ડસ્મિથના 'ધ હ ર મિ ટ' અને 'ધ ડેઝર્ટેડ વિલેજ' અને થોમસ ગ્રેની 'એલિજી' નાં ગુજરાતીમાં સમશ્લોકી ભાષાંતરો કશી પણ ખામી વિનાનાં સર્વાંગ સુંદર સવૈયામાં જેને 'માનસી' કાર પદ્મિની વર્ગના કહે છે, એવાં દિલચસ્પ રૂપરંગે પ્રસિદ્ધ કરીને ડૉ. સુરૈયાએ ગુજરાતી સાહિત્યમાં પોતાનું એક વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કરી લીધું છે. લૉર્ડ ટેનિસન એક વખતના ઇંગ્લંડના રાજકવિ હતા; એમનું 'ઇનોક આર્ડન' નામનું કાવ્ય અંગ્રેજી ભાષા જાણનાર અસંખ્ય મનુષ્યોને જાણીતું છે; અને પ્રિય છે અને આગલાં ભાષાંતરોમાં ડૉ. સુરૈયાએ જે અસામાન્ય પ્રભુતા બતાવી છે અને ગુજરાતી ભાષાનું સામર્થ્ય જે કૌશલ્યથી એમણે વાંચક સમક્ષ રજૂ કર્યું છે, તે પ્રભુતા અને તે કૌશલ્ય આ લાંબા કાવ્યમાં પણ ડગલે અને પગલે દૃષ્ટિગોચર થાય છે. પરભાષામાંથી અને તેમાં પણ હિંદુસ્થાનની નહિ પરંતુ યુરોપની ભાષામાંથી ગુજરાતી સમશ્લોકી ભાષાંતર શુદ્ધ છંદમાં ઉતારવાનો પ્રયત્ન કરવો અને તે પણ સફળ–કરવો એ અતિ વિકટ કાર્ય છે, છતાં ડૉ. સુરૈયાનાં આગલાં પ્રસિદ્ધ થઈ ચૂકેલાં કાવ્યો વાંચનારને અનેક પંક્તિઓ અતિ આકર્ષક અને ચિત્તને મુગ્ધ કરી દે તેવી લાગે છે. 'જતિ, ની પંક્તિઓ જુઓ.'

# અનિલકુમાર

‘પથ ભૂલ્યો ને ભિન્ન ભમું અહીં ધીમે ડગ લથડાતે પાય,
વન, વગડાનો તાગ નહીં જ્યાં ચાલું લાંબાં તેમ જણાય.’

‘નિવાપાંજલિ’ ની પંક્તિઓ વાંચો !

‘એના પુણ્ય તણા પ્રશ્નાર્થે નહિ કરતો તું યત્ન લગાર !
દારુણ ગૂઢ સદનમાં છૂપ્યા એના દોષ ન લાવ ! બહાર !’

આવી હૃદયંગમ પંક્તિઓ આ ‘અનિલકુમાર’ કાવ્યમાં પણ ઠેર ઠેર જોઈ શકાશે.

મૂળ કાવ્યના ભાવ અણીશુદ્ધ સચવાઈ રહે માટે ડૉ. સુરૈયા એક એક શબ્દના યોજન માટે ભગીરથ પ્રયાસ કરે છે, તે ખરેખર પ્રશંસનીય છે અને અત્યારના ઉતાવળિયા ભાષાંતરકારો માટે બોધરૂપ છે. ડૉ. સુરૈયાએ ગુજરાતીમાં ઉતારેલાં અનિલકુમાર, અનસૂયા, વલ્લભ વગેરે પાત્રો નથી વિચિત્ર કે નથી બેડોળ; તેમનું રેખાંકિત સ્પષ્ટ અને સુરેખ છે અને ગુજરાતી સંસારમાં સહેલાઈથી ઓતપ્રોત થઈ શકે તેવાં તે પાત્રો રૂપાંતરથી મોળાં પડયાં નથી અને આ ડૉ. સુરૈયાની ભાષાંતરકળાની ઉસ્તાદીને આભારી છે. અંગ્રેજી ભાષામાં આવાં કાવ્યો–ઉચ્ચ કાવ્યો અનેક પડેલાં છે, તેમાંથી હંસક્ષીર-ન્યાયાનુસાર ડૉ. સુરૈયા ધીમે ધીમે એ કાવ્યરૂપી રત્નોને ગુજરાતી સ્વાંગ ધરાવી ગુજરાતી વાંચકો સમક્ષ ધર્યા કરે એવી આશાથી હું આ નાનો પરિચય પૂર્ણ કરું છું.

**સુશીલા મહેતા**



શ્રીમતી સુશીલાબહેન મહેતા.

# અનિલકુમાર

## વિવરણ

ડૉ. સુરૈયાને આ સારી ધૂન લાગી છે—મશહૂર અંગ્રેજી કાવ્યોને ગુજરાતી લિબાસમાં ઉતારવાની.

એમના તરફથી આ ચોથા અંગ્રેજી કાવ્યનો અનુવાદ ગુજરાતી જનતાને મળે છે. આની પહેલાં એમણે The Hermit, The Deserted Village. અને An Elegy written in a Country Churchyard એ ત્રણ કાવ્યોનો અનુવાદ કર્યો છે, અને જતિ, સૂનું ગામડું તથા નિવાપાંજલિ એ નામે, કિંમતી કાગળો પર છપાવીને અને કિંમતી સુંદર બાંધણીથી બંધાવીને પ્રગટ કર્યાં છે. અને મિત્રોને, વિદ્વાનોને, કાવ્યરસિકોને, એની નકલોની નવાજિશ કરી છે અને મિત્રોએ, વિદ્વાનોએ, કાવ્યરસિકોએ અનુવાદોનો સારો સત્કાર કર્યો છે.

ડૉ. સુરૈયા આ દૃઢ નિશ્ચયથી જ અનુવાદ કરે છે: અનુવાદનો સારો સત્કાર થવો જ જોઈએ.

અને એ નિશ્ચય સફલ થાય, અનુવાદનો સત્કાર થાય, એ માટે તેઓ જબરી જહેમત ઉઠાવે છે. અનુવાદ્ય કાવ્યની પસંદગી, એ કાવ્યનો અભ્યાસ, કાવ્યના વસ્તુને, કાવ્યનાં પાત્રોને, કાવ્યનાં સામાજિક તત્ત્વોને, વાતાવરણને, સ્થળોને, ઘટનાઓને અને ઉલ્લેખોને ઈંગ્લિસ્તાનની ભૂમિકામાંથી હિંદુસ્તાનની -- વસ્તુત: ગુ જ રા ત ની

ભૂમિકામાં લાવવાનું આયોજન; મૂલ કાવ્યગત અર્થનું ગુજરાતીમાં વહન કરી શકે તેવા શબ્દોની ચૂંટણી; અને કાવ્યમાં રહેલો ભાવ અનુવાદમાં જળવાય એવી શૈલીની સાધના; આ બાબતોમાં ડૉ સુરૈયા અટક્યા વગર અને થાક્યા વગર એમની ઉંમરે નવાઈ પમાડે તેવા ઉત્સાહથી, ખંતથી મંડ્યા રહે છે.

એમની કાર્યપદ્ધતિનાં બે હેતુસાધક તત્ત્વો છે; અવિરત અથાક પરિશ્રમ કરવો; અને ટીકાથી નાસવું નહિ પણ ટીકાને આવકાર આપવો. સુન્દરતા અને મધુરતાની પ્રાપ્તિ માટે સતત ઉદ્યમ કરતા આ અનુવાદકાર માટે કહી શકાય કે

"પુષ્પપરાગકલિલ શ્રમજીવી મધુકરશું કરતો તે કામ," *

મૂળ તો મુખ્યત્વે વેપારી અને સામાજિક કાર્યકર; ધનાર્જનની અને સામાજિક પ્રવૃત્તિની લીલી, કુંજાર ભૂમિમાં હતા ત્યાંથી કોણ જાણે કોઈ ગુરુએ, કે પછી અનુવાદના નાદરૂપી અમૂર્ત ગુરુએ. એમને ઊંચક્યા અને "કીટ ભ્રમર-ન્યાયે" તન્મય થઈને એ સરસ્વતીની વાડીના મધુકર બન્યા. અને સારા અભ્યાસી બન્યા

એમની અભ્યાસ પ્રવૃત્તિ એ basic interest ને અનુસરીને થતા અભ્યાસનું ઉદાહરણ છે. અંગ્રેજી કાવ્યોના અનુવાદો કરવા એ સ્વ-રસના પાયા ઉપર એમના અભ્યાસની ઇમારત રચાઈ છે.

---

* અનિલકુમાર પંક્તિ ૩૬૬

અંગ્રેજી કાવ્યનો અર્થ અને ભાવ પૂરો જાણવો સમજવો; અનુવાદ માટે અંગ્રેજી શબ્દોના સમાનાર્થ ગુજરાતી શબ્દો પસંદ કરવા અને એ શબ્દોના અર્થોને અંગે અર્થભેદને ઝીણવટથી તપાસવા; જોડણીની એકરૂપતા અને સચ્ચાઈ જાળવવા શબ્દસ્વરૂપોનું નિરૂપણ કરવું; અંગ્રેજી જીવન પ્રસંગોને ગુજરાતી જીવનમાં બંધબેસતા કરવા અને–એ ગુજરાતી જીવન અમુક પ્રકારનું જ રજૂ થવું જોઈએ એ આગ્રહને જાળવવો અને તદનુરૂપ ભાષાશૈલી વડે સફળ કરવો; અનુવાદ માટે સ્વીકારેલી માત્રામેળ છંદની લયશુદ્ધિની પ્રતિજ્ઞા પાર પાડવા અર્થે એ છંદના સ્વરૂપની બારીકાઈમાં ઊતરવું; એવી અનેક એ અભ્યાસઇમારતની કક્ષાઓ ડૉ. સુરૈયાએ 'સ્વ-રસે' પસાર કરી છે. પ્રચલિત લોકભાષામાં કહેવાય કે એમણે "ખોળિયું બદલી નાખ્યું છે." આપણે કહીશું કે એમણે મનોમય કોશનું નવવિધાન કર્યું છે.

પૂર્વાશ્રમના ધંધાદારી આ ભાઈના આવા "વાનપ્રસ્થ" આશ્રમમાં તરુણ સાહિત્યસેવક માટે એક બોધકણિકા રહી છે: કે નૈસર્ગિક બુદ્ધિ અને શકિત હોય તો પણ કાવ્યના કારીગરીને અંગે પરિશ્રમ જરૂરનો છે.

Enoch Arden નો કર્તા કવિ લૉર્ડ ટેનિસન આવી ઝીણવટ ભરી કારીગરીનો ઉપાસક હતો. કવિતાના કલેવરને

નકશીદાર બનાવવાના આગ્રહમાં આ અંગ્રેજ કવિ વરણાગીઓ થયો હતો એ ખરું, પણ આપણે કોઈને વરણાગીઆની રીતે કાવ્ય દેહને શોભાવવામાં જ મશગૂલ રહેવાનું કહેવું નથી: જે દિશા તરફ દુર્લક્ષ કાળબળે વધી ગયું છે એ દિશા તરફ જરાક જુઓ એટલું જ કહેવું છે.

ટેનિસનની કારીગરી તરફ, અને એને અનુવાદમાં ઉતારવાની જરૂર તરફ, ડૉ. સુરૈયાનું દુર્લક્ષ નથી રહ્યું એ આનંદની વાત છે. ટેનિસનતો શબ્દોને રમાડનારો, "લલિત કોમલકાન્ત પદાવલિથી" કાવ્યશરીરને સમજાવનારો, કાવ્યના ભાવનો પંક્તિઓના ઉચ્ચારણમાંથી પ્રતિધ્વનિ ઊઠે એવી સ્વરવ્યંજનોની કુશળ વ્યવસ્થા કરનારો, વર્ણોની મધુર સંવાદિતા, પદ્યની અસ્ખલિત પ્રવાહિતા, વિરામની વિવિધતા, શબ્દોના અને વાક્યોની પુનરાવૃત્તિ, અને અનુપ્રાસ અર્થાત વર્ણસગાઈ જેવી બાહ્યભૂષા એ તો ટેનિસનની શૈલીનાં ખાસ લક્ષણો છે. આ તત્ત્વો અનુવાદમાં ઊતરે તો જ અનુવાદ મૂળને મુકાબલે સફળ ગણાય એ વાત ડૉ. સુરૈયાના ખ્યાલની બહાર નથી રહી. તુલના માટે થોડીક અંગ્રેજી પંક્તિઓ અને એના અનુવાદની પંક્તિઓ ટાંકું છું:—

૧ But when the dawn of rosy childhood past,
And the new warmth of life's ascending sun was felt by either,
Either fixt his heart on that one girl;
And Enoch spoke his love, but Philip loved in silence.

પણ લાલીમય બાલપણાનું વીતી ગયું જે વાર પ્રભાત.
લાગી ઉદયી જીવનરવિની ઉષ્મા નૂતન ને અજ્ઞાત,
હૃદય પરોવાયાં બંનેનાં આ એક જ બાળામાં તેમ,
અનિલ પ્રણય નિજ વર્ણવતો પણ વલ્લભ ધરતો છૂપો પ્રેમ.

૨ So these were wed. And merrily rang the bells,
And merrily ran the years, seven happy years,
Seven happy years of health and competence,
And mutual love and honourable toil;
With children; first a daughter.
અનિલ વરે અનસૂ તો પરણી, ને વાજાં વાગ્યાં મુદભેર;
હર્ષ વિનોદે વર્ષો વીત્યાં હર્ષ વિનોદે વર્ષો સાત,
સાત વરસ અભિરામ પનોતાં માણ્યાં આનંદે દિનરાત;
જેમાં ગૌરવયુક્ત પરિશ્રમ, સાધન વિપુલ, પરસ્પર પ્રેમ,
ને સંતતિ અતિ સુંદર એમાં પ્રથમ સુતા જનમી સહ ક્ષેમ.

૩ So all day long till Enoch's last at home,
Shaking their pretty cabin, hammer and axe,
Auger and saw, while Annie seemed to hear,
Her own death-scaffold raising, Shrilled and rang.
અનિલ રહેતો દિનભર ઘરમાં દિનભર કરતો ધૂમ ધમાલ
ઘણ કરવત ગિરમીટ કુહાડી વાપરતો મથતો અવિરામ

મનમાન્યાં સુખ, સગવડ કરવા મૂંજવતો એ સુંદર ધામ;
અનસૂને તો એ જ જણાતું-તે સસણાટ અને રણકાર—
નિજ ફાંસીનું કાઠ થતું ત્યાં તેના ચતુર કરે તૈયાર.

૪ She when the day, that Enoch mentioned, came,
Borrowed a glass, but all in vain; perhaps
She could not fix the glass to suit her eye;
Perhaps her eye was dim, hand tremmulous;
She saw him not: and while he stood on deck
Waving, the moment and the vessel past.

અનિલે મંગળવાર કહેલો ને એ દિન આવ્યો જે વાર,
દર્શનયંત્ર ઉછીતું લઈ, ગઈ પિયુદર્શન દરિયાવકિનાર;
પણ એ યંત્ર કદાચ ન પામી હેરવવાને એની આંખ,
કે ચિંતાથી કંપાતે કર કે નેત્રાંબુ નિમિત્ત ઝાંખ,
જોઈ શકી નહિ એ પ્રિયતમને, પ્રિયતમ ઊભો તેને કાજ
તૂતક પર કર હીલવતો તે, ગઈ તે ક્ષણ ગયું દૂર જહાજ.

આ અવતરણો વાંચવાથી અને સરખાવવાથી જણાશે કે:—

(૧) અનુવાદનો પદ્યપ્રવાહ લયભંગ વગર વહ્યો જાય છે.

(૨) મૂળ કાવ્યમાં સળંગ ચાલ્યો જતો, વિચાર કે વાક્યની પરિપૂર્તિ માટે કડીની મર્યાદા સ્વીકાર્યા વગર વહ્યો જતો

blank verse યોજાયેલો છે; પણ અનુવાદમાં પ્રાસયુક્ત કડીનાં એકમવાળુ પદ્યરૂપ યોજાયું છે. તેથી ઉપર અવતરણ ૨ અને ૩ માં છે તેમ (કડીના પૂર્વાર્ધમાં આગળનું વાક્ય પૂર્ણ થયું હોઈને) નવું વાક્ય કડીના ઉત્તરાર્ધથી શરૂ કરવું પડે છે. જો કે અનુવાદને સળંગ વાંચતા આ નડતું જણાતું નથી.

(૩) પદોનું આવર્તન કરવાથી જે ખૂબી મૂળમાં આવે છે તે અનુવાદમાં એ જ યુક્તિથી જાળવી રાખી છે.

(૪) અવતરણ ૩ માં મૂળનું ધ્વનિતંત્ર–અર્થવ્યક્તિમાં ઉપકારક બને તેવું ધ્વનિતંત્ર અનુવાદમાં સફળતાથી ઊતર્યું છે,

(૫) પદલાલિત્ય જળવાયું છે. 'હર્ષ વિનોદે વર્ષો વીત્યાં'

"ને સંતતિ અતિસુંદર એમાં પ્રથમ સુતા જનમી સહક્ષેમ'
"પણ લાલીમય બાળપણાનું વીતી ગયું જે વાર પ્રભાત",
"દર્શનયંત્ર ઉછીતું લઈ ગઈ પિયુદર્શન દરિયાવકિનાર."

આ લાલિત્યનું બીજ શબ્દોની વરણીમાં છે અને વર્ણસગાઈ એમાં વધારો કરે છે,

(૬) અનુવાદના છન્દમાં પ્રાસ જાળવવાનો હોઈને એ અર્થે મૂળથી એકાદ શબ્દ અદકો મૂકવો પડયો હોય તો તેવે

> પ્રસંગે મૂળ અર્થ વિકૃત ન થાય અને પ્રાસ પણ કૃત્રિમ ન લાગે એ માટે કાળજી રાખી છે.

અનુવાદકને વર્ણમાધુરીનો શોખ છે. પંક્તિ પૂરણ માટે મૂળના વક્તવ્યનો વિસ્તાર કરીને શબ્દો ઉમેરવાનો પ્રસંગ આવે છે ત્યારે એમની પસંદગી સ્વસંગીતની દિશામાં જાય છે. જુઓ પંકિત ૮૯–૯૦: મૂળમાં છે:—

> [ When two years after ] came a boy to be
> The rosy idol of her solitudes.

આનો અનુવાદમાં બાળકથી ખેલતી માતાનું આલેખન કરતા અનુવાદક પોતે પણ શબ્દરમકડે રમે છે:—

> તનુજ તણો અવતાર થયો જે, અનસૂના હૈયાનો હાર,
> એકાંતે આ લાલ ખિલોણે લળતી લલકભર્યે લલકાર.

માતા પુત્રને લડાવે તેવી રીતે અનુવાદકે આ પંકિતને લડાવી છે. લાલનખેલન કરતી માતાનું લાલિત્ય સ્વમાધુરીમાં ઉતાર્યું છે. "લાલ ખિલોણે" માંના લાલ શબ્દથી મૂળનો rosy રંગ દર્શાવવા ઉપરાંત "લાલ=બાળક" એવો અવકાશ પણ રહે છે.

અનુવાદમાં સ્થળપ્રસંગો અને સમાજજીવનનું પણ ગુજરાતી રૂપાન્તર ક્યાં ક્યાં કેવી રીતે કર્યું છે તે જોઈએ; સામાજિક રૂઢિભેદને અંગે Danish barrows ને બૌધ્ધ તણા ચૈત્યો બનાવે છે;

Friday fare ને સ્થાને "સોમ તણા અનશનનું ખાન" મૂક્યું છે અને golden ring ને બદલે મંગલસૂત્ર રાખ્યું છે. આ પ્રકારના રૂપાન્તરનું ધ્યાન ખેંચે તેવું ઉદાહરણ પંક્તિ ૪૯૪-૫૦૨ માં મળે છે. પ્રસંગ એ છે કે અદૃષ્ટ થયેલો અનિલ જીવે છે કે નહિં એની પ્રતીતિ માટે કાંઈક એંધાણ આપવા અનસૂયા પ્રભુપ્રાર્થના કરે છે-અને ધર્મગ્રન્થ ઉપાડીને અટકળે આંગળી જે વાક્ય પર પડે છે તેમાં આવી એંધાણી ગોતે છે. અહીં મૂળમાં Holy Book અર્થાત્ બાઇબલ છે અને "under the palm-tree" એ વાક્ય પર આંગળી પડે છે. અનુવાદમાં "પુનિત પુરાણ" અર્થાત શ્રીમદ્ ભાગવત લીધું છે; અને શ્રી કૃષ્ણ પ્રભાસતીર્થમાં અશ્વત્થવૃક્ષની નીચે બેઠા છે-જ્યાં બેઠેલાને શિકારીનું ભૂલથી છોડેલું તીર વાગે છે-એ પ્રસંગના "પીપળની હેઠળ પૃથ્વી પર" ઇત્યાદિ શબ્દો ઉપર અનસૂયાની આંગળી પડતી બતાવી છે અને એ રીતે મૂળ કાવ્યના પ્રસંગોની હિંદુધર્મને સંગત અને કુશળતાભરી અનુકૃતિ કરી છે.

દેશ દેશની વનસ્પતિ ભિન્ન હોય એ કારણે મૂળના hazelwood ને સ્થાને સીતાફળીનાં વન અને hazel-nut ને બદલે અનૂરાં અર્થાત્ સીતાફળ આણ્યાં છે.

# અનિલકુમાર

અનિલની સાગરસફરના વર્ણનમાં પણ, પાશ્ચાત્ય વહાણવટીના ઉચિત સ્થળોને બદલે ગુજરાતના ખલાસીઓ જ્યાં જતા જાણ્યા હોય એવાં સ્થળો લીધાં છે; અને એમ કરવામાં મૂળગત પ્રકૃતિવર્ણન જે પ્રદેશનાં છે-ઉષ્ણકટિબંધના પ્રદેશનાં છે–તે તેવી જ રીતે જળવાય એ માટે એવા જ એ જ કટિબંધના પ્રદેશો અનુવાદમાં મૂકી ભૌગોલિક સત્ય જાળવવાની કાળજી રાખી છે.

આ ઉપરાંત ઋતુવિષયે પણ પૂર્વ અને પશ્ચિમનાં ઋતુચક્રોનો ભેદ લક્ષમાં રાખીને દેશોચિત ફેરફાર કરીને ઔચિત્ય જાળવ્યું છે.

રિવાજના તફાવતને કારણે પશ્ચિમમાં જે વાતમાં અમર્યાદા ન ગણાય તેમાં પૂર્વની રીતે મર્યાદાલોપનો દોષ આવે. એવું ન થાય તે માટે ઘટતો ફેરફાર કરવા ઉપરાંત સંભાષણને પ્રસંગે પશ્ચિમથી અધિકતર વિનય જાળવવાની પૂર્વની રીત સ્વીકારી હોય એવું આ બે પંક્તિ જોતાં જણાય છે:–

"આપ અમારા ઘરમાં પ્રભુના એક ખરા છો દૂત સમાન",
પંક્તિ ૪૨૩.

"આહ! કુમાર! રજા દો! મુજને, બોલાવી લાવું તમ બાળ",
પં. ૮૭૧.

# અનિલકુમાર

પ્રથમ અવતરણ એ અનસૂયાની વલ્લભ પ્રત્યે ઉક્તિ છે. બીજું–વીશીવાળી માયાલક્ષ્મીનું વચન મરેલા મનાતા પણ સફરથી પાછા આવેલા અનિલને સંબોધીને કહેવાયેલું છે. આ ઉક્તિઓમાં "આપ" "આહ! કુમાર" એ સંબોધન–શબ્દોમાં માન અને માર્દવ છે તે મૂળમાં નથી; અનુવાદમાં આણેલો પૂર્વનો વિનય શોભારૂપ બને છે.

હરકોઈ કવિની કૃતિમાં હોય તેમ આ કાવ્યમાં, ચાલુ વપરાશમાં ન હોય એવા, વિલક્ષણ શબ્દ પ્રયોગો જોવામાં આવે છે. વિલક્ષણતા અર્થમાં નથી; અર્થ તો જે થતો હોય તેજ થાય છે. એ શબ્દોનો અત્યારે આપણા સાહિત્યમાં આપણને રોજિંદો પરિચય નથી, જૂના સાહિત્યમાં પ્રચાર હતો તે અત્યારે ઓછો થયો છે એટલી જ વિલક્ષણતા છે. ઉદાહરણ તરીકે "કર જોડી કરતી મનુહાર" (પંક્તિ ૩૪) એમાંનો મનુહાર શબ્દ આજે અપરિચિત છે પણ પ્રેમાનન્દે વાપરેલો છે. 'અનૂરાં, ઝૂમ, ઝાર, કણવું, સહાર, લેલાર, એ શબ્દો આ પ્રકારના છે.

બીજા કેટલાંક શબ્દો આ કાવ્યમાં એવા આવે છે કે જે તદ્દન પ્રચારલુપ્ત નથી, પણ પ્રાન્તીય હોઈને વ્યાપક પ્રચારના પણ નથી, જેવા કે–કોર, તેણી પાર, ઓસાણ, જામવું, ઉપલાણ. (ઉપરનો ભાગ)

જેનો યૌગિક અર્થાત્ વ્યુત્પત્તિપ્રાપ્ત અર્થવિસ્તાર વિશાળ છતાં રૂઢિથી સંકુચિત થયો હોય, વિશાળ અર્થપ્રદેશના એક દેશમાં જ નિયન્ત્રિત થયો હોય, એવા શબ્દને મૂળનો અર્થવિસ્તાર અર્પવાનાં બે ઉદાહરણો આ કાવ્યમાં છે–પંક્તિ ૧૫૦ મી માં 'છેલ્લો કે પછીથી જન્મેલો' એ અર્થમાં વપરાયેલો 'અનુજ' શબ્દ; અને અનેક સ્થળે "સાંકડુ" અર્થમાં વપરાયેલો "તંગ" શબ્દ. સગડીનો પર્યાય 'હસન્તી' માનવજીવનની ઘટના એ અર્થનો "માનવઘાટ"; ખરડાયેલું, ધૂસર, એ અર્થનો 'કલિલ'; ક્રિયાપદ 'નિરોધવું', એતો પ્રચલિત અર્થમા જ વપરાયા છે. એ શબ્દો સંસ્કૃત છે એટલુંજ, બીજી રીતે વિલક્ષણુ નથી.

જે અર્થનો દર્શાવનારો એક પણ શબ્દ ભાષામાં વિદ્યમાન ન હોય તે માટે નવો શબ્દ યોજવાની ફરજ ભાષન્તરકાર પર આવી પડે એ અનિવાર્ય છે. આ અનુવાદમાં એવા થોડાક પ્રસંગો છે;– પંક્તિ ૫૪૩ માં વહાણના Figurehead માટે 'પરી', પંક્તિ ૫૩૧ માં The breath of heaven નું અક્ષરશઃ ભાષાન્તર "આકાશશ્વાસ" અને પંક્તિ ૫૪૦ માં Dragon માટે યોજેલો "પંખાળભુજંગ" શબ્દ; અને સહુથી નવીન લાગે તેવો તો છે, પંક્તિ ૫૦૩ માં "Singing Hosanna in the Highest" એના "ગાય સુખે ઊંચેરે સ્થાને પાહિભજન કેરું પ્રભુગાન" એ

ભાષાન્તરમાં આવેલ શબ્દ, 'પાહિભજન'. આ વિશે એટલું જ કહેવાનું કે Breath of Heaven નું ભાષાન્તર કરવું જ હોય તો સ્વીકૃત પર્યાય સારો છે, એથી સારો મળવો મુશ્કેલ છે; 'પંખાળભુજંગ' એ શબ્દમાં, એક પર્યાયને અભાવે, વિશેષણદ્વારા ભાષાન્તરનો ઉદ્દેશ સારો સધાયો છે; અને "પાહિભજન" એ તો સ્વરુચિએ કરેલું નવું ઘડતર છે.

શબ્દસ્વરૂપને અંગે અથવા જોડણીની બાબતમાં અનુવાદક અમૂક નિશ્ચયો આગ્રહથી જાળવે છે. જેમ કે 'રહેતી', 'વહાણ' જેવા હકાર-યુક્ત તદ્ભવોમાં હ વર્ણની પૂર્વનો અકાર પૂર્ણ ઉચ્ચારવાના અને લખવાના તેઓ આગ્રહી છે. 'એ' ને બદલે "એય" કે "એહ" ન વાપરવામાં મક્કમ છે. વર્તમાન કૃદન્તનું (દા. ત. ઝળકંતું કે સરકંતુંનું) સાનુનાસિક પ્રત્યયવાળું રૂપ (ઝળકંતું કે સરકંતું) બીજા કવિઓ કવિતામાં વાપરે છે તેને ડૉ. સુરૈયા વર્જ્ય ગણે છે. આ એમના મતના મૂળમાં એક ગેરસમજ હોય તેમ લાગે છે, તે એ કે આ અનુનાસિક તત્ત્વ વગર અવકાશે કવિઓ ઘુસાડે છે. વર્તમાન કૃદન્તના પ્રત્યયના ઉદ્ભવમાં જ અનુનાસિક રહેલો હોઈને સાનુનાસિકરૂપ એ નિરનુનાસિક રૂપનું પૂર્વગામી છે, અનુનાસિક મુકાય છે તે અનધિકૃત આગન્તુક નથી, એ વાતની એમને પૂર્ણ પ્રતીતિ થશે ત્યારે એમનો મત ફેરવાશે એમ માનું છું.

# અનિલકુમાર

આ અનુવાદમાં વાપરેલા સવૈયા એકત્રીશાનું તો ડૉ. સુરૈયાએ 'પેટન્ટ' લીધું છે એમ કહીએ તો ચાલે. એમના બધા અનુવાદોનો છન્દ એ જ છે. આ જાણીતો માત્રાબંધ છંદ "દાદા" એ ચાર માત્રાના સંધિના આવર્તનથી બન્યો છે અને રૂપબંધવૃત્તોને મુકાબલે રચનામાં ઘણો સહેલો છે, ગેયકલ્પ છે અને ગુજરાતી ભાષાના વહનને અનુરૂપ છે. આ છંદની રચનામાં ભૂલ કરવાનો અવકાશ બહુ ન રહે એ ખરું છે. પણ છન્દની સરળતા અને પ્રાવાહિતાને લીધે જ એની સ્વાભાવિક તાલવ્યવસ્થામાં અને યતિમાં ભૂલ કરવાના પ્રસંગો બની આવે છે. ડૉ. સુરૈયાએ આ બાબતમાં કાળજી રાખી છે; સવૈયા છંદ જેવા "આમ" વર્ગના છન્દ પ્રત્યે પણ આદરદૃષ્ટિ રાખી છે; અને એ છન્દમાં તાલની અને લયની શુદ્ધિ પૂજ્ય ભાવથી જાળવી રાખી છે. એમણે થોડાક નિયમો સવૈયાની રચનામાં ખાસ જાળવ્યા છે.

(૧) 'દાદા' એ ચતુર્માત્ર સંધિનો રૂપવિસ્તાર કરતાં પાંચ પ્રકારના સંધિ ઉપજે છે:—૧ દાદા. ૨ લલલલ. ૩ દાલલ ૪ લલદા ૫ લદાલ.

આમાંથી પ્રથમ ચાર સંધિ પ્રકારોમાં એક ગુરુ અક્ષરનું અથવા બે લઘુ અક્ષરનું બનેલું આદ્યબીજ તાલક્ષમ છે, પણ પાંચમા પ્રકાર "લદાલ" માં પ્રથમ અક્ષર લઘુ અને એની પછી તરત દ્વિતીય

અક્ષર ગુરુ આવેલો છે તેથી પ્રથમ અક્ષર ઉપર તાલ ટકતો નથી. અર્થાત્ સવૈયાના ચતુર્માત્ર સંધિના પ્રથમ અક્ષર પર તાલ જાળવવો હોય તો આ લદાલ સંધિને વર્જ્ય ગણવો પડે. ડૉ. સુરૈયા આ નિયમને બહુ હઠથી વળગી રહ્યા છે એ સારું છે.

(૨) એમણે બીજો નિયમ જાળવેલો છે તે એકે શબ્દાન્તે પ્રશાન્ત અકાર હોય તો તે તાલક્ષમ નથી તેથી એવો પ્રશાન્ત અકારયુક્ત અન્ત્યાક્ષર એકાદ સંધિનો આદ્ય અક્ષર ન બની જાય, નહિ તો તાલને સ્થાને આવીને તાલને ખમી ન શકવાથી અરુચિકર થશેઃ—જેમકેઃ—

**"કાલ તણો શોક નહિ કરવો"**

એવું ચરણ હોય તો તેમાં ત્રીજો સંધિ "ક નહિં" એવો આવે છે જેમાંના (શોક ના અન્ત્યવર્ણ) "ક" અક્ષર ઉપર તાલ આવે એ યતિભંગ કરવા ઉપરાંત લયવિચ્છેદ ઉપજાવે છે.

(૩) એક ત્રીજી વાત ડૉ. સુરૈયાએ કાળજીથી સાચવી છે તે એકે સવૈયાનો પ્રત્યેક ચતુર્માત્ર સંધિ સ્વતઃ સંપૂર્ણ હોવો જોઈએ. અર્થાત્—પ્રથમ સંધિમાં ત્રણ માત્રાએ પૂરો થતો શબ્દ આવે, અને બાકી રહેલી ચોથી માત્રા બીજા સંધિના આદ્ય ગુરુ અક્ષરમાંથી લઈને પ્રથમ સંધિની ચાર માત્રા પૂરી કરવી પડે, એવી તોડજોડ ન કરવી.

આ વાત નીચે આપેલાં ઉદાહરણો અને એમાં પંક્તિ નીચે આપેલા માત્રાદર્શક અંકોથી સ્પષ્ટ થશે. ઉદાહરણો પ્રસંગ પૂરતાં જોડી કાઢ્યાં છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સ ર લ | રી ત | શુ ભ | કા ર્ય | ત ણી | છે |
| ૧ ૨ ૩ | ૪ ૬ | ૭ ૮ | ૯ ૧૧ | ૧૨ ૧૩ | ૧૫ |
| | ૫ | | ૧૦ | ૧૪ | ૧૬ |

આમાં ૪ થી અને ૫ મી માત્રા "રી" વર્ણમાં એકઠી રહી છે. પ્રથમ સંધિ સ્વતઃ સંપૂર્ણ નથી એ દોષ છે. ૯ મી અને ૧૦ મી માત્રા એકઠી છે તેમાં દોષ નથી, કારણ એથી ત્રીજા સંધિની એકતા ખંડિત નથી થતી–હવે આ ઉદાહરણ જુઓ:–

| | | | | |
|---|---|---|---|---|
| સાચાં | હૃ દ ય | સ ત્ય | ન વ | ચૂ કે |
| ૧ ૩ | ૫ ૬ ૭ | ૮ ૧૧ | ૧૨ ૧૩ | ૧૪ ૧૫ |
| ૨ ૪ | | ૯ | | ૧૬ |

આમાં પણ ૮,૯ માત્રા એક અક્ષરમાં એકત્ર રહી છે. તેથી દોષ આવે છે; કારણ કે ૪ થી, ૮ મી, ૧૨ મી માત્રાનાં સ્થાનો એ સંધિ પૂરો થવાનાં સ્થાનો છે. તેથી એ સ્થાનોએ સંધિ પૂરો થવો જ જોઈએ.

માત્રામેળ છન્દનાં બંધારણને અંગે આ નિયમો જાળવવાથી છન્દમાં અવિકલ સંધિઓ અસ્ખલિત લય અને ઉચિત તાલવ્યવસ્થા આવે છે. ડૉ. સુરૈયાના અનુવાદોમાં મિત્રોએ પદ્યની સરલવાહિતા વખાણી છે તેનું મૂળ આ નિયમોમાં રહ્યું છે. એમના સવૈયા છંદની રૂપશુદ્ધિ એ એમના અભિમાનનો વિષય છે.

ડૉ. સુરૈયાના અનુવાદો પ્રશંસાપાત્ર છે છતાં મને એ અનુવાદના કરતાં અનુવાદકને વખાણવાની વૃત્તિ વધારે થાય છે. કારણ કે સારા અનુવાદો કરવાની પ્રવૃત્તિ દરમ્યાન તેઓ ચીવટવાળા, શબ્દોની રૂપશુદ્ધિના અને ઉચ્ચારશુદ્ધિના આગ્રહી, પદ્યને દોષરહિત જ નહિ પણ ગુણસંપન્ન બનવા મથતા, એવા એક અભ્યાસીરૂપે પોતાનો વિકાસ સાધી રહ્યા છે. બાકી સગવડ હોય તો વગર અભ્યાસે રચેલી કૃતિઓ છપાવવામાં ધન ખરચીને આત્મસંતોષ સેવે એવા ઘણા હોય છે. ડૉ. સુરૈયાનું એમ નથી.

અને એમ નથી માટે જ સૂચના કરું છું કે તેઓ રૂપરંગ પાછળ ખર્ચે છે તેથી ઓછે ખર્ચે 'પદ્મિની' ગણાય એવાં પ્રકાશનો શક્ય છે. De luxe એટલે દુર્વ્યય. સાહિત્યના ક્ષેત્રમાં શોખ હોય અને શક્તિ મુજબ ખર્ચ કરે એની ફરિયાદ નથી; પણ વધારે ખર્ચ કરવા છતાં ગ્રન્થનો ઉપયોગ ઓછો થાય તો તે વ્યય દુર્વ્યય બને છે. ઓછી કિંમતમાં આ ભાષાન્તરગ્રન્થો જનતાને લભ્ય બને તે માટે ખર્ચ થાય તો જ તેની ખરી સફળતા છે.

આ અનુવાદનાં વસ્તુવ્યવસ્થા, ભાષા અને પદ્યરચના એ તત્ત્વોની સમીક્ષા આપણે કરી ગયા. હવે એનું સમગ્ર દર્શન કરીશું.

આ અનુવાદ હોઈને વસ્તુ, વસ્તુસંકલના, કથાપ્રવાહ, પાત્રનિરૂપણ, ભાવની સત્યતા, શુદ્ધિ અને તીવ્રતા વગેરે બાબતો

મૂળમાં જે હોય તે જ ઊતરે એટલે એની પરીક્ષા કરવાની નથી. મૂળમાં જે હોય તેની અનુવાદમાં આવતાં વિકૃતિ તો નથી થઈને ? એ જ જોવાનું છે. વિકૃતિ તો નથી થઈ. મૂળ કાવ્યમાં પાત્રો દિલને હચમચાવે, મનોમન્થન ઉપજાવે, એમાં વિકટ પ્રસંગોમાં પણ લાગણી ઉત્કટ રૂપે દર્શાવતાં નથી; અનિલ, અનસૂયા, વલ્લભ એ ત્રણે પાત્રો પોતા માટે નહિ પણ અન્ય માટે જીવનારાં છે. પોતાનો સ્વાર્થ નહિ પણ સામા માણસની અગવડ સગવડ જોનારાં છે. ઉગ્ર મનોવેદના અને અન્તઃક્ષોભ ઉપજાવે એવા પ્રસંગોમાં પણ તેમનાં મનોમંથનો ઉત્કટરૂપે રજૂ થતાં નથી. આ શાન્ત દાન્ત વૃત્તિ તે પાત્રોની સંયમી પ્રકૃતિનું પરિણામ હોય તેમ કદાચ ટેનિસનની શિસ્તભરી–ઉચ્છૃંખલ નહિં પણ સંયત અને શાન્ત–શૈલીનું પરિણામ હોય. તે ગમે તેમ હોય પણ આવેશભર્યાં ચિત્તક્ષોભ અને મનોમન્થનો મૂળમાં નથી–વેદનાનું નિરૂપણ શમદમ ગુણથી સંપન્ન છે–ના, શમદમ–ગુણને લીધે અસંપન્ન છે–તેથી અનુવાદકનું કાર્ય સુતરું બન્યું છે, ભાવના અન્વાલેખનરૂપ કસોટી સહેલી થઈ છે. તેમ, બીજી રીતે એમના ઉપર સંયમ, શિષ્ટતા અને ગંભીરતા પોતાની વાણીમાં ઉતારવાની જવાબદારી આવી છે. આ ગુણો એમણે અનુવાદમાં કાળજીથી અને સફળતાથી ઉતાર્યા છે એમાં શક નથી. એમની વાણી મૂળ જેટલી જ શિષ્ટતા અને ગંભીરતા

જાળવે છે. શિષ્ટતાને અંગે, દેશભેદ રૂઢિભેદ રહે અને ત્યાંનું શિષ્ટ અહીં અશિષ્ટ બની જાય એ સંભવનો ખ્યાલ રાખીને એવું ન બને તે માટે સાવચેતી રાખી છે. આ મુદ્દાનો પરામર્શ ઉપર કરી ગયો છું. વાણી અને વક્તવ્ય બંનેમાં જે સંયમ ટેનિસને જાળવ્યો છે તેવો જ અનુવાદકે જાળવ્યો છે. અનુવાદના કડીવાળા પ્રાસવાળા પદ્યપ્રકારને લીધે મૂળથી અધિક શબ્દો મૂકવાના પ્રસંગો આવ્યા છે પણ તે થોડા છે.

ગંભીરતાને અંગે આટલું વિશેષ કહેવાનું છે કે–સવૈયાના બંધારણને અંગે ઉપર જોઈ ગયા તે નિયમો જાળવવાથી જે થડકા વગરનું એકધારું પદ્યસ્વરૂપ ઊપજે છે એ પણ વિષયની ગંભીરતા જાળવવામાં મદદ કરે છે. પ્રસંગવશાત્ કહી શકે જે તત્ત્વ આ ગંભીરતા જાળવવામાં મદદ કરે છે તે જ તત્ત્વ ગતિનું વૈવિધ્ય આણવામાં પ્રતિબન્ધ કરે છે. ચાર માત્રાના સંધિમાં જે શક્ય છે તેમાંથી બે લઘુની વચ્ચે એક ગુરુ આવ્યો હોય એ સન્ધિનો–સંસ્કૃત છન્દઃશાસ્ત્રની ત્રણ અક્ષરી ગણવ્યવસ્થામાં જેને જગણ કહે છે તેનો–ઉપયોગ સવૈયામાં કદાપિ ન કરવો એ નિશ્ચયનું પરિણામ એ આવે છે કે લયમાં વૈવિધ્ય આણી શકાતું નથી.

પ્રકૃતિચિત્રોનું પ્રતિફલન એ અનુવાદની બીજી કસોટી છે. આગળ ઉપર કહેવાઈ ગયું છે તેમ અનુવાદમાંનાં પ્રકૃતિચિત્રો એ

મૂળ ચિત્રોની માત્ર તસવીરો નથી. દેશાનુકૂલ પરિવર્તનો કરવાં પડે તેવાં કર્યાં છે.

પ્રકૃતિવર્ણનના મુખ્ય પ્રસંગ પંક્તિ ૫૫૬ થી ૬૧૨ માં આવે છે–અનિલનું વહાણ ભાંગી જતાં અન્ય ખલાસીઓ જોડે એક શૂન્ય બોટમાં એ જઈ ચડે છે એ પ્રસંગ. આ પ્રકૃતિવર્ણન મૂળમાં છે તેવું જ હૂબહૂ અનુવાદમાં ઉતાર્યું છે એ માટે ડૉ. સુરૈયાને ધન્યવાદ ઘટે છે.

વસ્તુઓ અને રંગોનાં, વનસ્પતિ અને વનભૂમિનાં, પ્રકાશ અને ધૂમસનાં, ચિત્રો કેવાં સુંદર ઉતર્યાં છે એનો ખ્યાલ વાચકને મૂળ અને અનુવાદ સરખાવવાથી પૂરેપૂરો આવશે.

અનુવાદની આ સફળતા એકલી બુદ્ધિ અને નૈસર્ગિક શક્તિને આભારી નથી. સુંદર વસ્તુ માટે સુંદર શબ્દ પસંદ કરવાની ઔચિત્યદૃષ્ટિ, વાણીની મધુરતા કાનથી પરખવાની શક્તિ, એ ગુણો ડૉ. સુરૈયામાં ખૂબ વિકાસ પામ્યા છે–અને એઓ એ ગુણોની ભાવભરી આગ્રહભરી ઉપાસના કરે છે. પણ એ ઉપરાંત, એમનું એ રુચિતંત્ર પૂરો સંતોષ પામે એ અર્થે તેઓ જે ઉદ્યમ કરે છે એ માટે–એમની આ ઉમર જોતાં–એમને ખાસ ધન્યવાદ ઘટે છે.

આવા અનેક અનુવાદો કરવાની એમને હોંશ છે, તે પૂરી થાઓ.

**રામપ્રસાદ પ્રે. બક્ષી**

# અનિલકુમાર

## ગુણાવલેખન

થોડા દિવસ પહેલાં શ્રીયુત રામપ્રસાદ બક્ષીએ શ્રીયુત ડૉ. સુરૈયાનાં અંગ્રેજી કાવ્યોના ભાષાન્તરની મારી આગળ પ્રશંસા કરી. હું પણ એક ભાષાન્તરકાર હોવાથી મને સ્વાભાવિક રીતે ડૉ. સુરૈયાનાં ભાષાન્તરો વાંચવાનું કૌતૂહલ થયું અને કર્તાને મળવાની મેં ઉત્સુકતા બતાવી. અલ્પ સમયમાં જ મારી ઇચ્છા પૂર્ણ થઈ. અમે મળ્યા: અમારા બે વચ્ચે વાતચીત થઈ: જે જે સ્વારોપિત બંધનોને આધીન રહી એમણે એ ભાષાન્તરો—અનુવાદો—અવતરણો, કર્યાં છે તે મને સમજાવ્યું: હું તે બરોબર સમજ્યો: એમનાં પુસ્તકો મને પ્રાપ્ત થયાં: પુસ્તકો મખમલનાં પૂઠાં, ઉત્તમ કાગળો અને ઉત્તમ છપાઈ, ઉપરાંત ગુજરાતી વિદુષીઓની તસવીરોની પરંપરા અને તેઓનું ગુણાવલેખન અને મહીં છૂટાછવાયા વિદ્વાનોના અભિપ્રાય. આવા સુંદર બાહ્ય સ્વરૂપ ઉપરથી મારું કૌતૂહલ વિશેષ ઉત્તેજિત થયું, કારણ ઘણી વખત બાહ્ય સૌંદર્ય ભ્રામક નીવડે છે. મેં સત્વર એક પુસ્તક લઈને વાંચવા માંડયું. એ "નિવાપાંજલિ" હતું. એની પ્રથમ જ પંક્તિ —"શમતા દિનના શોચન સૂચક ચોઘડિયાં વાગે ગંભીર" વાંચી હું છક થઈ ગયો.

મારા અભિપ્રાય પ્રમાણે ભાષાન્તરો બે પ્રકારનાં હોય છે, (૧) વિદ્વદ્‌ભોગ્ય અને (૨) લોકભોગ્ય. વિદ્વદ્‌ભોગ્ય ભાષાન્તરો

મુખ્યત્વે કરીને ભાષાંતરકારને જ આનંદ આપનારાં હોય છે, પણ લોકભોગ્ય ભાષાન્તરો જે સાધારણ રીતે અનુવાદ કે અવતરણ રૂપે હોય છે તે કર્ત્તાને આનંદ આપે છે એટલું જ નહીં પણ સાધારણ જનસમાજને પણ આનંદ આપે છે. પરિણામે એ લોકપ્રિય થાય છે અને તેથી આ પ્રકારનાં ભાષાંતરો દ્વારા મૂળ કાવ્યોનો સંપૂર્ણ અંશે તો નહીં પણ અલ્પાંશે પણ રસાસ્વાદ કરાવી શકાય છે, જ્યારે પહેલા પ્રકારનાં ભાષાંતરો ગમે તેવા પાંડિત્યથી ભરેલાં હોય છે છતાં પણ અને તેને જ લીધે જનસમાજ તો મૂળ કાવ્યોથી વિમુખ જ રહે છે.

આટલા પ્રાથમિક વિવેચન બાદ આપણે શ્રીયુત ડૉકટરનાં અવતરણો તરફ વળીએ. એમનું કોઈ પણ પુસ્તક લેતાં વાચકને સહજ જણાઈ આવશે કે કર્ત્તાએ પ્રત્યેક પંક્તિ લઈ તેનું યથાસ્થિત અવતરણ કર્યું છે. આ પ્રકારનું અવતરણ હિંદી, બંગાળી કે મરાઠી ભાષામાંથી કર્યું હોત તો એ આશ્ચર્યજનક ન લાગત. કારણ ગુજરાતી અને એ ભાષાઓની વાકયરચના—પદયોજના સરખી છે. સંસ્કૃત કૃતિઓનાં ભાષાન્તરોના સંબંધમાં પણ મૂળનો શબ્દભંડાર બહુ ઉપયોગી થઈ પડે છે ઉપરાંત વાતાવરણ, ભૂમિકા આદિ સામગ્રી સારુ કર્ત્તાને મૌલિકતા આવશ્યક નથી. પણ અંગ્રેજી કાવ્યોનાં આ પ્રકારનાં અવતરણ કરવાનું કાર્ય એટલું તો દુર્ઘટ છે

કે તે માત્ર અસાધારણ શકિતવાળા લેખકો જ કરી શકે છે. આવું કાર્ય ભાઈ સુરૈયાએ બહુ સફળતાથી સિદ્ધ કર્યું છે. અને એ બદલ એમને જેટલો ધન્યવાદ આપું એટલો ઓછો છે.

પણ આ માત્ર આટલાથી જ નથી અટકતું. દલપતશૈલીની સાદાઈ અને સરળતા, અંત્યાનુપ્રાસ બાબત ચીવટ તેમ જ વિવિધ પ્રકારના શબ્દાલંકારો યુક્ત છંદરચના અને સર્વોપરી જોડણી બાબત આગ્રહ. ઉ. "સદ્ગુણના એ સંગાથીને" "વેઠ વિલાપ" "ખમતાં ખાણ" જેવાં મધુર જોડકાં ઠેકાણે ઠેકાણે જોવામાં આવે છે એટલું જ નહીં પણ "પ્રખર પ્રલોભનમાં પરખાઈ" જેવા પ્રયોગો ઉપરાંત "એક દિવસ સહુ સુખદ શરદની સોનલ સાંજે તરુણ સમાજ", "રાસ વિલાસે યુગલ રસિલાં રસ લેતાં જસ રળવા નામ" જેવી પંકિતઓ અને કેટલીએક વખત તો

"દોડ, છલંગ, ઉછાળા, ચાળા, વિવિધ અહો! ત્યાં અંગ સંજાઈ"
લટક છટક, છમછલ, ચતુરાઈ, જાદુકપટ વળી ભાંડભવાઈ
જામેલી, જ્યાં ગમત પ્રસંગે, રંગે લાગે ભંગ લગાર,
ત્યાં જ ઉમંગી સંઘ ઉપાડે, વગર વિલંબે અન્ય વિહાર." ઇ.

આ પ્રકારની કડીઓ કાવ્યોના પદ-લાલિત્યમાં વિશેષ ઉમેરો કરે છે. દેશકાળાનુસાર વાતાવરણ અને ભૂમિકા કવિ પોતાના વિપુલ

સમૃદ્ધિયુક્ત શબ્દભંડારમાંથી ચૂંટી કાઢેલા શબ્દો દ્વારા તેમ જ નીચે આપેલી જેવી પંક્તિઓ દ્વારા ઉત્પન્ન કરે છે :—

"વડલાની ઘટ છાયા હેઠળ ચોરો ધજા બાંધેલ સુભાત
કરતા જ્યાં પંચાત વડેરાં ને પ્રણયી જન છાની વાત."
"પૂણ્ય પુરાણા શ્લોકો વૈદિક મંત્રો આલેખ્યા ચોપાસ."
"સુખસંપન્ન, નિવૃત્તિનિકેતન! નમતા જીવનના આધાર,
હે! વૈકુંઠસમા આશ્રમ! હું નવ પામું તુજને ફરી વાર.
જે સન્યાસ ગ્રહે આ કુટિરે, તે જન કેવો સુખિયો હોય!
શ્રમમય યૌવન સેવીને આ સુખમય વૃદ્ધાવસ્થા જોય."
"કોક અમર રસિયો બંસીધર ધૂમ મચાવત સરિતકિનાર."
"હિંદ તણી ચિંતાના પૂર્વે, એક હતો એવો તો કાળ,
અધ વીઘાનો ભોંનો ટુકડો લેતો નિજ જનની સંભાળ."
"એમાં કો ગામડિયો ગાંધી, જેનું ઉર નીડર, બળવાન,
સ્થાનિક નિષ્ઠુર ઠાકર સામે ભવ્ય હશે દીધું બલિદાન,
કોઈ મૂક, અમાની, એવો પ્રેમાનંદ રખે આ ઠામ!
કોઈ કદાચ શિવાજી એમાં, જેણે ના કીધા સંગ્રામ."

વળી કર્તાની છંદ—સવૈયા એકત્રીસાની પસંદગી બહુ ઉચિત છે, એ છંદ ઉપર એમનો કાબૂ અદ્‌ભુત છે નદીના વહેવા જેવું એમનું વહન થાય છે. અને એ વહેળાના વહનની સરળતામાં વિક્ષે

ન આવે એટલા સારુ કવિએ એક બંધનનું સ્વારોપણ કર્યું છે તે એ કે જે અક્ષર પર તાલ પડતો હોય તે જો લઘુ હોય તો તેની પછાડીનો અક્ષર ગુરુ ન હોવો જોઈએ અર્થાત્ તાલને સ્થળે જગણનો પહેલો અક્ષર ન હોવો જોઈએ કારણ એથી કાવ્યવહન હોકરાય છે.

આ આલેખન તો માત્ર ભાઈ સુરૈયાની સર્વ કૃતિઓનું વિહંગાવલોકન કરતાં કર્યું છે. વાસ્તવિક રીતે જોતાં એમની પ્રત્યેક કૃતિનું સૌંદર્ય વિગતવાર દર્શાવવા યોગ્ય છે. પણ તેમ કરવાને આ સ્થળ નથી પણ એટલું તો હું પ્રતીતિપૂર્વક કહી શકું કે કોઈ પણ વાંચક એમની કોઈ એક પણ કૃતિ વાંચશે તો તે એમની સર્વ કૃતિઓ વાંચી તેનો કાવ્યાનંદ લુંટયા વગર નહીં રહે.

અંતમાં અંગ્રેજી કાવ્યો અપનાવીને તેને પાછાં શુધ્ધ ગુર્જર સ્વરૂપમાં રજુ કરવાનું અદ્દ્ભુત કાર્ય જે માત્ર અપૂર્વ પ્રતિભાશાળી લેખકો જ કરી શકે તે ભાઈ સુરૈયાએ પોતાની પ્રાસાદિક વાણીમાં બહુ સફળતાથી કરેલું હોવાથી ગુર્જર સાહિત્યના એક ભક્ત તરીકે હું એમનો એક પ્રતિભાશાળી જન્મ લેખક તરીકે સત્કાર કરી અભિનંદન આપું છું અને પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરું છું કે એ ભાઈનું આયુષ દીર્ઘ થાય કે જેથી કરીને ગુર્જર સાહિત્યની સમૃધ્ધિમાં સુંદર વૃદ્ધિ થાય.

લી. મનહરરામ મેહતા.

# અનિલકુમાર

## પ્રસ્તાવના

'અનિલકુમાર' તે લૉર્ડ ટેનિસનના 'ઇનૉક આર્ડન' નું સમશ્લોકી ભાષાંતર છે. લૉર્ડ ટેનિસનના મગજમાંથી જે સરળતાથી કાવ્યનું ઝરણું થતું તેજ સરળતાથી ડૉ. સુરૈયાની કલમમાંથી રૂપાંતરનું વહેણુ વહે છે. લૉર્ડ ટેનિસન જેવા લાગણીપ્રધાન ડૉ. સુરૈયા પણ છે. મિત્રાચારીના કવિ તરીકે પંકાયેલા લૉર્ડ ટેનિસનની માફક ડૉ. સુરૈયાને એ ભાવ પ્રત્યે પક્ષપાત છે તે આ 'ઇનૉક આર્ડન', અને 'ગ્રેઝ એલિજિ' ના અવતરણોમાં તરી આવે છે. આ રીતે બંને વ્યક્તિઓમાં ઘણું સામ્ય છે.

'અનિલકુમાર'ના બાળમિત્રો ફક્ત બાલ્યવસ્થાનાજ મિત્રો નહોતાં પણ નિસ્વાર્થતાના તાંતણે બંધાયેલા દરેક અવસ્થાના સુખદુ:ખના સાથી હતા; એક બીજાને માટે જીવન ન્યોચ્છાવર કરનાર પરમ મિત્રો હતા. દૈવી પ્રેમની દીવ્યતા શીખવનાર એ પ્રેમીઓની કુરબાની પણ મૂંગી હતી, એ કુરબાનીના ઢોલ છેવટ સુધી ન વાગ્યા તેથી તો આ કાવ્યની વસ્તુ સાહિત્યદૃષ્ટિએ અનેરી છે. વસ્તુ પ્રથમ દૃષ્ટિએ તો સીધી, સાદી લાગે છે. નાનપણના ત્રણ મિત્રો ગૃહસંસારની રમતો રમતા એક નરમ, બીજો જબરો, છોકરીને બંને માટે સરખો પ્રેમ, મુગ્ધાવસ્થા

થતાં સ્ત્રીને કુદરતી જેમ જબરા માટે આકર્ષણ થાય તેમ આમાં પણ બન્યું. નબળાએ મૂંગા તપ આદર્યાં. દૈવવશાત્ જબરાને પરદેશમાં કમાવા જવું પડયું. એનું નાવ ખરાબે ચઢયું અને ભાઈ ઘસડાયા, એક માનવ વિહોણા ટાપુ પર દસ વર્ષ સુધી એકલું અટૂલું જીવન ગાળ્યું. બીજી બાજુ અનસૂયાએ પુત્રપરિવાર સાથે અનેક સંકટોનો સામનો કર્યો અને દસ દસ વર્ષ વિરહ તણાં કાઢ્યા. પતિના આગમનની આશા તૂટી અને તેનો દેહાંત થયો માની, અને છોકરાંના આગ્રહને માન આપી ગામકૂથલીમાંથી બચવા તેના બાલસખા કે જેણે આટલા લાંબા સમય સુધી તપશ્ચર્યા કરી હતી, તેની સાથે લગ્નગ્રંથિથી જોડાઈ. અનિલકુમારનો દસ વર્ષ પછી રાની જીવનનો અંત આવ્યો, પાણીના અભાવે આ બેટ પર આવી ચઢેલા એક વહાણમાં એને જગ્યા મળી અને કુટુંબીજનોના દર્શનની પૂરી અભિલાષા સેવતો એ નાવિક પોતાને વતન પાછો ફર્યો ત્યાં એણે શું જોયું? અનસૂયાને માટે સુખી પણ પોતાની દૃષ્ટિએ એક કારમું ચિત્ર જોયું અને તે પોતાની પત્ની બીજાની અર્ધાંગના, એ ભગ્ન હૃદયે પાછો ફર્યો. એ ધારત તો છતો થઈ અનસૂયાનું જીવન બરબાદ કરી શકત, પણ નહિ તેને તો તેને માટે દિવ્ય પ્રેમ હતો. અનસૂયાનું સુખ એ એનું પોતાનું સુખ હતું, અનસૂયાનો આનંદ એ પોતાનો આનંદ હતો, એનો આત્મત્યાગ

અથાગ હતો, અને એનો સંકલ્પ અજોડ હતો. સંસારી છતાં સંજોગે બનાવેલા વિરાગીનો આ અંત કેટલો કરુણ છે.

કવિશ્રી ટેનિસનની આ કૃતિમાં પાત્રાલેખન બહુ સુંદર અને સબળ છે. બીજાં એમનાં કાવ્ય જેટલું આ કાવ્ય સચોટ ન હોય પરંતુ પૂર્ણ તો છે, અને મુક્ત પ્રશંસા માગી લે છે. એક પાત્ર બીજાથી ચઢી જાય એવું છે. કેટલાક ટીકાકારોએ વલ્લભના પાત્રને અગત્યતા નથી આપી, પણ નાયકના જેટલો જ તેનો ત્યાગ છે. દસ દસ વર્ષની એની તપશ્ચર્યા, ધીરજ, નાયિકા માટેનો અખંડિત પ્રેમ એ સામાન્ય વસ્તુ નથી, તે ઉપરાંત

"નબળાઈની તક તે તારી થાય મને અતિ પશ્ચાતાપ,
મુક્ત કરું તેથી તુજને પણ નિત બંધાયેલો છું આપ."
"શું તે તમને એકલ મૂકી જોવા કાજ ગયો સંસાર?
શું તેના આનંદવિહારે ના! ના! એમ નહીં જ લગાર."

એ લીંટીઓમાં નરી નિસ્વાર્થતા તરી આવે છે. નાયકનો અંત વધુ કરુણ હોવાથી હંમેશ બને તેમ બધાને લાગણી તે તરફ ખેંચી જાય છે.

કવિશ્રીએ આ કૃતિમાં કેટલેક અંશે આર્યભાવના પ્રદર્શિત કરી છે જે ભાવના ડૉ. સુરૈયાએ સચોટ ભાષામાં નીચે પ્રમાણે ઉતારી છે.

# અનિલકુમાર

"પ્રીત શું થાય ફરી શું તમને ચાહી શકું કદી અનિલ સમાન?"

કવિશ્રીને જેમ ઈશ્વરમાં અચળ શ્રદ્ધા છે તેમ અનુવાદકે પણ "શું જગદીશ નથી ત્યાં પેલે પાર ઉગમણે દૂર પ્રદેશ?"

એમાં એ શ્રદ્ધાને આબાદ અપનાવી છે. આ કૃતિનું ડૉ. સુરૈયાએ એવું સુરેખ ભાષાંતર કર્યું છે કે ઘડીભર ભુલાઈ જવાય છે કે આ મૂળ લખાણ નથી. આજના ગુજરાતી લેખકો નવલિકા, નવલકથાઓ અને ગરબા લખવા પછવાડે પોતાની શકિતનો કંઈક વધુ પડતો વ્યય કરતા જણાય છે. ડૉ. સુરૈયાની માફક અંગ્રેજી સાહિત્ય અને તેમાંયે ખાસ કરીને કાવ્યના ખજાનામાંથી કંઈક અમૂલ્ય ઉપાડી લઈ ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવાનો પ્રયાસ ભાગ્યે જ કોઈ કરે છે. એક કાવ્યનું રૂપાંતર કરવું અને તેયે તેને સમશ્લોકી બનાવવું અને મૂળ વસ્તુના જેવો ભાવ અને રસ જાળવી રાખવા એ દુષ્કર તો છે.

અંગ્રેજી વાતાવરણને બંધબેસતું હોવા છતાં હિંદની સ્થિતિ, પરિસ્થિતિનો સુમેળ ખાય એવું અનુરૂપ કરવાની ડૉ. સુરૈયા કાળજી રાખે છે તેથી તેમની કૃતિયો ગુજરાતી સાહિત્યમાં અનોખી ભાત પાડે છે.

"અતિશય અભિલાષાથી તેણે કરમાં ઝાલી પુનિત પુરાણ,"
"પીપળની હેઠળ પૃથ્વી પર શાંત થઈ બેઠા (ગોપાલ)"
"તે પા ઝળકે સત્ય સ્વરૂપે સવિતા–નારાયણ ભગવાન."

# અનિલકુમાર

એ અંગ્રેજી Holy Book માટેનો બંધબેસ્તો શબ્દ તેમની તારવણી અને શબ્દરચના કેટલાં પૂર્ણ છે? એ બતાવે છે. ગુજરાતીની લાગણીને અનુકૂળ એવી ભાષા માટે ડૉ. સુરૈયાને મારાં અભિનંદન.

કુદરતનું બ્યાન જે કળામય ભાષામાં કવિ ટેનિસને કર્યું છે તેવી જ ભાષા અને શૈલી ડૉકટર સાહેબની પણ છે. હમેશની માફક હૃદયની આરપાર ઊતરી જાય તેવો તેમનો કરુણ રસ આ રૂપાંતરમાં પણ જારી રાખ્યો છે. અનિલકુમારના રૂપાંતરને હું દીવાદાંડી સાથે સરખાવું છું. એક રસ્તે હંકારી જનાર ખેતમાં નાવિકને દીવાદાંડી જેમ દિશાસૂચન કરે છે તેમ સ્વાર્થી માનવીના અંધકારમય પટ પર તેજ વેરતું આ અનિલકુમાર એક દીપક છે. કુરબાનીનો આનંદ કેવો અમૂલ્ય છે? અને તેનો રહસ્ય કેટલો ઊંડો છે તે આમાં બરાબર બતાવ્યું છે. વસ્તુનું આલેખન એટલી સુંદર રીતે કર્યું છે કે કોઈ સજીવ આત્માની સત્ય કથની હોય એમ લાગે છે. આ તો અનુવાદકની ખૂબી છે. આવા અનુવાદોથી ડૉ. સુરૈયાનું નામ ગુજરાતમાં ચિરસ્મરણીય થશે. "ઇનૉક આર્ડન" જેમ નિશાળોમાં પાઠ્યપુસ્તક તરીકે વપરાય છે તેમ ગુજરાતી માટે "અનિલકુમાર"ની પસંદગી ઇચ્છનીય છે.

બચુબહેન લોટવાલા.

# ENOCH ARDEN

*( Blank verse )*

Long lines of cliff breaking have left a chasm;
And in the chasm are foam and yellow sands;
Beyond, red roofs about a narrow wharf
In cluster; then a moulder'd church; and higher
A long street climbs to one tall-tower'd mill;
And high in heaven behind it a gray down
With Danish barrows; and a hazelwood,
By autumn nutters haunted, flourishes
Green in a cuplike hollow of the down.
Here on this beach a hundred years ago,
Three children of three houses Annie Lee,
The prettiest little damsel in the port,
And Philip Ray the miller's only son,
And Enoch Arden, a rough sailor's lad
Made orphan by a winter shipwreck, play'd
Among the waste and lumber of the shore,

# અનિલકુમાર

## (સવૈયા એકત્રીસા)

વિષમ કરાડ તણી લંગારો વિરમે રચતી ખુલ્લી ખીણ,
ને એ ખીણ મહીં ફેલાતાં સોનેરી રેતી ને ફીણ,
સામે બારું તંગ, સમીપે છાજ કસુંબલ, ઝૂમ સમાન,
વળતી જીરણ એક પુરાતન દેરાસર ઊભું તે સ્થાન, ૪
ઉપર વળી ત્યાં લાંબી શેરી જાય પવનચક્કી પર છેક,
એની પાછળ ગગનસ્પર્શી છે હરિયાળો ટીંબો એક,
એ પર બૌદ્ધ તણાં ચૈત્યો ને સીતાફળનું વન કુંજાર,
શરદે જ્યાં બહુ વાર અનૂરાં તોડણહાર કરે સંચાર, ૮
ફાલ્યું પ્યાલા સરખી ખોમાં વન લીલું ટીંબાને ઢાળ,
અહિયાં આ તીરે સૈકા પર રમતાં ત્રણ કુળનાં ત્રણ બાળ;
અનસૂયા, જે આખે બંદર અનુપમ કન્યા રૂપનિધાન,
વલ્લભરાય હતો એકલ, જે ચક્કીવાન તણું સંતાન, ૧૨
ને અણઘડ નાવિકનો છૈયો અનિલકુમાર હતો જે દીન,
શિશિરસમયના નૌકાભંગે બાળ થયો એ તાતવિહીન;
તીરે વેરાયેલ નિરર્થક કે રાખેલ જણસ એ ઠાર,
એમાંથી જેતે વાનાંએ રમતાં તે ત્રણ બાળ કિશોર, ૧૬

Hard coils of cordage, swarthy fishing-nets,
Anchors of rusty fluke, and boats updrawn;
And built their castles of dissolving sand
To watch them overflow'd, or following up
And flying the white breaker, daily left
The little footprint daily wash'd away.
A narrow cave ran in beneath the cliff:
In this the children play'd at keeping house.
Enoch was host one day, Philip the next,
While Annie still was mistress; but at times
Enoch would hold possession for a week:
"This is my house and this my little wife."
"Mine too" said Philip "turn and turn about:"
When, if they quarrell'd, Enoch stronger-made
Was master: then would Philip, his blue eyes
All flooded with the helpless wrath of tears,
Shriek out "I hate you, Enoch," and at this
The little wife would weep for company,

કઠણુ રસાના વીંટાથી કે લઈને ડામરિયાળી જાળ,
દંત કટાયેલે લંગર કે તટ ખેંચેલી નાવ વચાળ;
વેળ વડે રેલાતા જોવા ગળતી રેતીના પ્રાકાર
નિજ નિજ ત્યાં રચતાં, કે એનો સગડ પકડતાં વળતે ઝાર,

ને પાછાં ધાતાં જવ ચઢતાં ફેનધવલ ભરતીનાં નીર,
નિત પડતાં નાનકડાં પગલાં, નિત ધોવાઈ જતાં તે તીર;
એક પહાડી તંગ ગુફા જે ખડક તળે છે તેણીપાર,
એમાં તે ત્રણુ બાળ હસતાં રમતાં માંડી ગૃહસંસાર,

અનિલ ધણી બનતો દિનભર ને વળતી વલ્લભ આઠેજામ,
અનસૂ તો એ બેઉ ધણીની ધણિયાણી બનતી અવિરામ,
અનિલ કદી સપ્તાહ લગી નિજ, ભોગવતો સ્વામિત્વ ધરાર
ને વદતો "એ છે ઘર મારું ને એ મુજ બૈરી સુકુમાર";

વલ્લભ ત્યાં જ કહેતો "એ તો છે મારાંય અવારનવાર",
જો કંકાસ થતો ત્યાં બળિયો અનિલ હતો બનતો ભરતાર,
વલ્લભ લીલમલીલાં નયને વિવશ છલોછલ અશ્રુનવાણ,
પાડી ચીસ કહેતો "તુજશું કદિ અનિલ! લઉં હું એ જાણ",

નાનેરી લાડી એ દેખી સમભાવે તેને સહચાર,
ડસકાં ભરતાં ભરતાં રડતી કર જોડી કરતી મનુહાર,

And pray them not to quarrel for her sake,
And say she would be little wife to both.

But when the dawn of rosy childhood past,
And the new warmth of life's ascending sun
Was felt by either, either fixt his heart
On that one girl; and Enoch spoke his love,

But Philip loved in silence; and the girl
Seem'd kinder unto Philip than to him;
But she loved Enoch; tho' she knew it not,
And would if ask'd deny it. Enoch set

A purpose evermore before his eyes,
To hoard all savings to the uttermost,
To purchase his own boat, and make a home
For Annie: and so prosper'd that at last

A luckier or a bolder fisherman
A carefuller in peril, did not breathe
For leagues along that breaker-beaten coast
Than Enoch. Likewise had he served a year

ને બાલિશ વરઘેલી વદતી આમ મનવતાં અવનત શીશ,
“મારા સમ ! ના લડતા ! હું તમ બંનેની લઘુ નાર બનીશ.”

પણ લાલીમય બાળપણાનું વીતી ગયું જે વાર પ્રભાત,
લાગી ઉદયી જીવનરવિની ઉષ્મા નૂતન ને અજ્ઞાત,
હૃદય પરોવાયાં બંનેનાં આ એક જ બાળામાં તેમ,
અનિલ પ્રણય નિજ વર્ણવતો પણ વલ્લભ ધરતો છૂપો પ્રેમ,

ને આ યૌવનવેશ કુમારી તે પ્રત્યે બનતી શરમાળ,
ને તેના કરતાં વલ્લભ પર અધિક જણાતી એ સ્નેહાળ,
પણ એ અનિલ ઉપર મોહાઈ જો કે નહિ પામી નિજ ભાવ,
ને એને કો પૂછત તોપણ તે તો ભાવ નકારત સાવ,

અનિલે સતત અવશ્ય ગણી, નિજ નેત્ર સમક્ષ ધરી આ નેમ–
સર્વ બચતનો સંચય કરવો જેમ બને એનાથી તેમ,
જેથી નાવ ખરીદે નિજ ને અનસૂ માટે બનાવે ધામ,
ને એ નેમ થકી તે તો ત્યાં ખૂબ સમૃદ્ધ થયો પરિણામ;

એવો પૂરો સદ્ભાગી કે માછી શૂરો ને યતમાન,
ને ઓસાણુ પ્રસંગે પણ કો એવો ચંચળ ચતુર યુવાન,
સતત તરંગિત તાડન ખમતે, વમળ વળાતે તીર મહાન,
ક્યાંય લગી કોસો પર તેવો કોય નહોતો અનિલ સમાન;

On board a merchantman, and made himself
Full sailor; and he thrice had pluck'd a life
From the dread sweep of the down-streaming seas:
And all men look'd upon him favourably:

And ere he touch'd his one-and-twentieth May
He purchased his own boat, and made a home
For Annie, neat and nestlike, halfway up
The narrow street that clamber'd toward the mill

Then, on a golden autumn eventide,
The younger people making holiday,
With bag and sack and basket, great and small,
Went nutting to the hazels. Philip stay'd

(His father lying siok and needing him
An hour behind; but as he climb'd the hill,
Just where the prone edge of the wood began
To feather toward the hollow, saw the pair,

Enoch and Annie, sitting hand-in-hand,
His large gray eyes and weather-beaten face

ને વળી એક જહાજમહાજન સાથ રહ્યો તે નોકરિયાત,
એક વરસ સાગર ખેડીને પૂર્ણ થયો નાવિક નિષ્ણાત;
ને એણે ત્રણ વેળા તાર્યાં સાહસ ખેડી અંતરિયાળ,
સાગરના દારુણ હલ્લાથી ઝાવાં ખાતાં ત્રણ મનુબાળ, ૫

એથી જનતા તેના પ્રત્યે સદ્દભાવે કરતી વર્તાવ,
એનું વીસમું વર્ષ વટાતાં પ્રથમ જ માસે લીધી નાવ;
ને અનસૂને કાજ બનાવ્યો સ્વચ્છ કુટીર સમાન નિવાસ,
અધપંથે તે તંગ ગલીમાં ઉપર જતી જે ચકરી પાસ; ૬

એક દિવસ સહુ, સુખદ શરદની સોનલ સાંજે તરુણસમાજ
જામ્યો સીતાફળના વનમાં ઉત્સવ ઊજવવાને કાજ,
ઝોળી, છાબ, કરંડ અનૂરાં ભરવા લીધેલી સંઘાત,
વલ્લભને અવકાશ ન મળતાં બે ઘટિકા થોભેલ પછાત, ૬

(તાત પથારીવશ નિજ હોતાં કાર્ય નિમિત્તે લાગી વાર.)
નિજ કર્ત્તવ્ય બજાવી પર્વે લેવા ભાગ ગયો અનુસાર,
જેવો ટીંબા ઉપર ચઢીને પૂગ્યો ખોની ઢળતી ધાર,
જ્યાંથી વિપિન તણી વનરાજી મંડાતી રચતી વિસ્તાર; ૬

જોયું યુગલ અનિલ, અનસૂનું હસ્ત મિલિત બેઠેલ ખુશાલ,
તેનાં મગતાં અવિચલ લોચન, શરદસમીરે મુખડું લાલ,

All-kindled by a still and sacred fire,
That burn'd as on an altar. Philip look'd,
And in their eyes and faces read his doom;
Then, as their faces drew together, groan'd,
And slipt aside, and like a wounded life
Crept down into the hollows of the wood;
There, while the rest were loud in merrymaking,
Had his dark hour unseen, and rose and past
Bearing a lifelong hunger in his heart.
So these were wed, and merrily rang the bells,
And merrily ran the years, seven happy years,
Seven happy years of health and competence,
And mutual love and honourable toil;
With children; first a daughter. In him woke,
With his first babe's first cry, the noble wish
To save all earnings to the uttermost,
And give his child a better bringing-up
Than his had been, or hers; a wish renew'd,

તે નયનો ને તે મુખમુદ્રા જ્વાળા માંહ્ય જ્વલંત તમામ,
તે જ્વાળા જે યજ્ઞસ્થાને ઝળહળતી જળતી અવિરામ,

જોયાં તે બંનેનાં નયનો ને બંને આનનની આણ,
ને એ નીરખતાં તે ટાણે વલ્લભ પામ્યો નિજ નિર્માણ,
બેઉ વદન સંગે અડતાં તે કણુતો હાય! ભરી નિશ્વાસ,
સરતો ઘાયલ પ્રાણી પેઠે સરક્યો ખોમાં વનની પાસ,

અન્ય તરુણ સહુ ધૂમ મચાતાં કરતાં ત્યાં આનંદવિહાર,
ને તેની તો આમ થઈ નિજ ગ્લાન ઘડી અવિરામ પસાર,
જીવનભરની તૃષ્ણા લઈ ઉર ઊઠયો ને એ ચાલ્યો ઘેર,
અનિલ વરે અનસૂ તો પરણી, ને વાજાં વાગ્યાં મુદભેર;

હર્ષ, ઉમંગે વર્ષો વીત્યાં, હર્ષ વિનોદે વર્ષો સાત,
સાત વરસ અભિરામ, પનોતાં માણ્યાં આનંદે દિનરાત,
જેમાં ગૌરવયુક્ત પરિશ્રમ, સાધન વિપુલ, પરસ્પર પ્રેમ,
ને સંતતિ અતિસુંદર એમાં પ્રથમ સુતા જનમી સહ ક્ષેમ,

બાળ પ્રથમના પ્રથમ રુદનશું અનિલઉરે જાગ્યો આ કોડ,—
સર્વ ઉપાર્જન ભેગું કરવું સતત પ્રયાસ કરી તનતોડ;
શિશુનું લાલનપાલન કરવું એ બેથી ઊંચે સંસ્કાર,
ને બે વર્ષ પછી તેનો આ કોડ થયો તાજો ફરી વાર.

When two years after came a boy to be
The rosy idol of her solitudes,
While Enoch was abroad on wrathful seas
Or often journeying landward; for in truth

Enoch's white horse, and Enoch's ocean-spoil
In ocean-smelling osier, and his face,
Rough-redden'd with a thousand winter gales,
Not only to the market-cross were known,

But in the leafy lanes behind the down,
Far as the portal-warding lion-whelp,
And peacock-yewtree of the lonely Hall,
Whose Friday fare was Enoch's ministering.

Then came a change, as all things human change.
Ten miles to northward of the narrow port
Open'd a larger haven: thither used
Enoch at times to go by land or sea;

And once when there, and clambering on a mast
In harbour, by mischance he slipt and fell:

તનુજ તણો અવતાર થયો જે, અનસૂના હૈયાનો હાર,
એકાંતે આ લાલ ખિલોણે લળતી લલકભર્યે લલકાર,
અનિલ બહાર જતો ત્યારે કે ઉગ્ર સમુદ્ર જતો તે વાર,
કે જ્યારે નિજ ભૂમિપ્રવાસે વારંવાર જતો વિસ્તાર. ૯૨

ખરું પૂછો તો અનિલ તણે આ સાગરથી આણ્યે ઉપહાર,
સાગરગંધ છલાતું ડાલું ને તેનો ઊજળો તોખાર,
ને વળી તેના ગાલ હજારો શિશિરસમીરે લાલ અપાર,
માત્ર નહીં ચૌટામાં, પણ તે જાણ હતાં લાંબે વિસ્તાર. ૯૬

તે નવપલ્લવ કુંજગલીમાં ટીંબા પાછળને મેદાન,
છેટે, જ્યાં દરવાજે બેઠા પંચાનન જાણે દરવાન,
ત્યાં જ મયૂર સમા તરુ સામે એકલવાયું નિવાસસ્થાન,
એમાં અનિલ વ્યવસ્થિત કરતો સોમ તણા અનશનનું ખાન; ૧૦૦

ત્યાર પછી પરિવર્તન આવ્યું, જેમ વિવર્તે માનવઘાટ,
અનિલ જતો નવતર ગોદીમાં ભૂમિપથે કે સાગરવાટ,
બારા તંગ થકી એ ગોદી ઉત્તર કોર છ કોસ સુમાર,
એક નવીન વિશાળ ખૂલેલી અનિલ જતો જ્યાં વારંવાર. ૧૦૪

એક સમા પર ગોદીમાં તે કૂવાથંભ ચઢેલો છેક,
દુર્ભાગ્યે લપસાતાં તેનું પતન થયું ત્યાં એકાએક,

A limb was broken when they lifted him;
And while he lay recovering there, his wife
Bore him another son, a sickly one:
Another hand crept too across his trade
Taking her bread and theirs: and on him fell,
Altho' a grave and staid God-fearing man,
Yet lying thus inactive, doubt and gloom.
He seemed, as in a nightmare of the night,
To see his children leading evermore
Low miserable lives of hand-to-mouth,
And her, he loved, a beggar: then he pray'd
"Save them from this, whatever comes to me."
And while he pray'd the master of that ship
Enoch had served in, hearing his mischance,
Came, for he knew the man and valued him,
Reporting of his vessel China-bound,
And wanting yet a boatswain. Would he go?
There yet were many weeks before she sail'd,

ઊંચકતાં જ જણાયું એનું ગાત્ર થયેલું ખંડિત એક,
વ્યાધિનિવાર સમે તેનાશું સંધાયા સંજોગ અનેક;

નિજ બૈરીએ અન્ય પમાડયો પુત્ર દરિદ્ર તણો અવતાર,
અન્ય સમોવડિયાએ પણ સહુ, હાથ કર્યો તેનો વેપાર;
અનસૂ ને તે સર્વ બન્યાં નિજ રોટી માટે વણ આધાર,
અનિલ હતો ગંભીર, અચળ ને માનવ પ્રભુકોપે ડરનાર;

વ્યાધિ થકી બેકાર છતાં પણ વદન છવાયાં શંકા, શોક,
છેક જણાતું જાણે છાયું રજનીને ઓથાર છચોક;
"નિત્ય લઈ નિત ખાવું" આવું જીવન ક્ષુદ્ર અને કંગાળ
પોતાનાં બાળક ગાળે ને રંક બને અનસૂ પ્રેમાળ,

આવી સતત દશા જોઈને તેણે સ્તવન કર્યું તે વાર,–
"વિપત પડે છો! મારા માથે, પણ રક્ષો મુજ આ પરિવાર!"
સ્તવન મહીં એ મગ્ન હતો ત્યાં તે જ જહાજ તણો ભરતાર
જેમાં અનિલ હતો પરિચરણે, આવ્યો વિપત સુણી તે વાર,

એને પરિચય આ માનવનો, એના ગુણની પૂર્ણ પિછાણ,
ને બોલ્યો કે "ચીનપ્રવાસે મંડાયું મુજ એક વહાણ,
એક હજી સારંગ ઘટે છે, શું તું ત્યાં કરશે સંચાર?
હજુ સપ્તાહ અનેક તણી છે વાર જહાજ જવા તે પાર;"

Sail'd from this port. Would Enoch have the place?
And Enoch all at once assented to it,
Rejoicing at that answer to his prayer.
So now that shadow of mischance appear'd

No graver than as when some little cloud
Cuts off the fiery highway of the sun,
And isles a light in the offing: yet the wife—
When he was gone—the children—what to do?

Then Enoch lay long-pondering on his plans;
To sell the boat—and yet he loved her well—
How many a rough sea had he weather'd in her!
He knew her, as a horseman knows his horse—

And yet to sell her—then with what she brought
Buy goods and stores—set Annie forth in trade
With all that seamen needed or their wives—
So might she keep the house while he was gone.

Should he not trade himself out yonder? go
This voyage more than once? yea twice or thrice—

ને પૂછ્યું, “આ સફર પ્રસંગે શું તું સાચવશે તે સ્થાન?”
અનિલે સૂચન સુણતાં એને તરત જ સ્વીકાર્યું સહ માન;
સ્તવન તણું આવું ફળ દેખી તે પામ્યો અતિશય ઉલ્લાસ,
વિપત તણું પ્રતિબિંબ હવે તો નહિ ગંભીર જણાતું ખાસ; ૧૨૮

નાનું વાદળ જેમ નિરોધે રવિના તેજ તણું પ્રસ્થાન
તેજ તણો લઘુ ખંડ બનાવે ભર સાગરમાં દ્વીપ સમાન;
તોપણ એના વત્સલ ઉરમાં એ ચિંતાએ કીધો વાસ,—
“બૈરીનું શું? બચ્ચાંનું શું? જે વારે હું જાઉં પ્રવાસ?” ૧૩૨

અનિલ પથારી ઉપર પડેલો ચિંતવતો એનું નિર્માણ,
એની પ્રાણ સમી મોઘેરી નાવ તણું કરવું વેચાણ,
જેમાં બહુબહુ ઉગ્ર તરંગિત સાગર કેવા કીધા પાર!
અણુઅણુ તેને જાણે જેવો વાજીને જાણે અસવાર; ૧૩૬

તોપણ તેને વેચી એના વકરે કરવો એમ નિકાલ—
નાવિકજનના ખપનો એની સ્ત્રીના ખપનો લેવો માલ,
ને અનસૂ વેપાર, વણજનો નિજ મેળે કરશે વ્યવહાર.
ને તેની આ સફર મહીં એ સાચવશે એ વિધ ઘરબાર, ૧૪૦

ને વળી પોતે પણ પોતાનું તે પારે કરશે વેપાર,
એક સફર નહિ,—બે, ત્રણ, પણ હા! પોતે સફર જશે બહુ વાર,

As oft as needed—last, returning rich,
Become the master of a larger craft,
With fuller profits lead an easier life,
Have all his pretty young ones educated,
And pass his days in peace among his own?
Thus Enoch in his heart determined all:
Then moving homeward came on Annie pale,
Nursing the sickly babe, her latest-born.
Forward she started with a happy cry,
And laid the feeble infant in his arms;
Whom Enoch took, and handled all his limbs,
Appraised his weight and fondled fatherlike,
But had no heart to break his purposes
To Annie, till the morrow, when he spoke.
Then first since Enoch's golden ring had girt
Her finger, Annie fought against his will:
Yet not with brawling opposition she,
But manifold entreaties, many a tear,

વારંવાર વિચરતો અંતે લક્ષ્મીવંત બની આ પાર
વળશે નિજ ધામે પંકાતો ભવ્ય જહાજ તણો ભરતાર, ૧૪૪

ને તે નિજ સંપૂર્ણ નફે નિજ દોરવશે સુતરો અવતાર,
ને નિજ સુંદર બાળકને ત્યાં કેળવશે ઊંચે સંસ્કાર,
કરશે પોતીકાંમાં તેના શાંતિ વડે સહુ દિવસ પસાર,
અનિલે એના મનમાં તેવા કીધા સહુ નિર્ણીત વિચાર; ૧૪૮

ને આરામ થતાં તે ઘર ગમ આવ્યો નિષ્પ્રભ અનસૂ પાસ,
જે ત્યાં અનુજ અને નિજ માંદા બાળ તણી કરતી બરદાસ,
હર્ષ તણા ઉદ્ગાર વદી તે અનિલ ભણી દોડી તત્કાળ,
ને મલકાતી આપ્યું એણે તેના કરમાં નિર્બળ બાળ, ૧૫૨

તેણે એના અવયવ સાહી હળવેથી લીધો નિજ લાલ,
તોલ તણી અટકળ કાઢીને કીધું વત્સલ ભાવ વહાલ,
પણ એણે હિંમત ના કીધી વર્ણવવા મુદ્દાની વાત,
તેણે અનસૂને તે સર્વે વિગત સુણાવી અન્ય પ્રભાત. ૧૫૬

જ્યાર થકી મંગલસૂતરને ઘાલ્યું કોટે રૂઢિવિહિત,
કો સમયે પણ એ નહિ વર્તી તેની ઇચ્છાથી વિપરીત;
તોપણ તેણે નહિ કીધો ત્યાં કંઈ કંકાસભર્યો પ્રતિકાર,
પણ કરતી અતિ કાલાવાલા, ભીની કરતી પાંપણધાર, ૧૬૦

Many a sad kiss by day by night renew'd
(Sure that all evil would come out of it)
Besought him, supplicating, if he cared
For her or his dear children, not to go.
He not for his own self caring but her,
Her and her children, let her plead in vain;
So grieving held his will, and bore it thro'.
For Enoch parted with his old sea-friend,
Bought Annie goods and stores, and set his hand
To fit their little streetward sitting-room
With shelf and corner for the goods and stores.
So all day long till Enoch's last at home,
Shaking their pretty cabin, hammer and axe,
Auger and saw, while Annie seem'd to hear
Her own death scaffold raising, shrill'd and rang,
Till this was ended, and his careful hand,—
The space was narrow,—having order'd all
Almost as neat and close as nature packs

દિવસે ખૂબ જ ચુંબન લેતી, રાતે પણ એ ને એ રીત,
(ડરતી એ કે તેથી બનશે માઠો કોઈ પ્રસંગ ખચીત,)
કરગરતી ને વીનવતી તે "ના! જાઓ! મુજ પ્રાણાધાર,
મારી કે પ્રિય બાળકની જો તમને ચિંતા હોય લગાર;" ૧૬૪

"જોય કરું છું તેને માટે, નહિ કે મુજ માટે તલભાર,
સહુ એ ને એના શિશુ માટે, છો! કરતી હાલી તકરાર?"
નિજ નિર્ણયથી અડગ રહ્યો ને આર્દ્ર હૃદય સાથે તે આમ,
નિજ પ્રાચીન સખી નૌકાને **અ**નિલે વેચી મળતે દામ; ૧૬૮

ને તેણે **અ**નસૂને માટે લીધો સર્વે સરસામાન,
ઉચિત બનાવી બેઠકને જે પડતી શેરીને પ્રસ્થાન;
મૂક્યાં ખૂણે ખૂણ કબાટો ને અભરાઈ ધરી દીવાલ,
**અ**નિલ રહેતો દિનભર ઘરમાં દિનભર કરતો ધૂમધમાલ. ૧૭૨

ઘણ, કરવત, ગિરમીટ, કુહાડી વાપરતો મથતો અવિરામ,
મનમાન્યાં સુખ, સગવડ કરવા ઘૂજવતો એ સુંદર ધામ,
**અ**નસૂને તો એ જ જણાતું તે સસણાટ અને રણકાર,
નિજ ફાંસીનું કાઠ થતું ત્યાં તેના ચતુર કરે તૈયાર. ૧૭૬

અલ્પ છતાં તે **સ્**થાન બન્યું અતિ સરલ, સુવર્ણ, સુરેખ સમાન,
જેમ પ્રકૃતિ નિજ **બીજાં**કુર ને પલ્લવનું રચતી સંધાન;

Her blossom or her seedling, paused; and he,
Who needs would work for Annie to the last,
Ascending tired, heavily slept till morn.
And Enoch faced this morning of farewell
Brightly and boldly. All his Annie's fears,
Save, as his Annie's, were laughter to him.
Yet Enoch as a brave God-fearing man
Bow'd himself down, and in that mystery
Where God-in-man is one with man-in-God,
Pray'd for a blessing on his wife and babes
Whatever came to him: and then he said
"Annie, this voyage by the grace of God
Will bring fair weather yet to all of us.
Keep a clean hearth and a clear fire for me,
For I'll be back, my girl, before you know it."
Then lightly rocking baby's cradle "and he,
This pretty, puny, weakly little one,—
Nay—for I love him all the better for it—

સહજ સ્વભાવે **અનસૂ** ખાતર મુદભર કરતો સતત પ્રયાસ,
અંત લગી કર્ત્તવ્ય બજાવી પરવારી પામ્યો ઉલ્લાસ. ૧૮૦
થાકયો પાકયો મેડી પર જઈ ઊંઘ્યો અવિરત આખી રાત,
ધૈર્ય, ઉમંગે જાગ્યો! એના યાત્રાદિનનું પુનિત પ્રભાત;
**અનસૂ**ની આ શંકાને તે ગણતો હાસ્ય તણો પ્રસ્તાવ,
પણ શંકા **અનસૂ**ની, એથી **અનસૂ** પ્રત્યે ધરતો ભાવ; ૧૮૪
તોય **અનિલ** **પ્રભુ**થી ડરનારો અવગણતાં નિજ ધર્મ લગીર,
**પ્રભુ**ને સ્તવતો ને વીનવતો ભોંય નમ્યો એ સાગરવીર,
અંતરયામી **પ્રભુ**માં જે પળ **પ્રભુ**મય જીવ બને તલ્લીન,
એવી ગૂઢ પળે નિજ શિશુ ને સ્ત્રી કાજે કરગરતો દીન. ૧૮૮
"વિપત પડે છો! મારે માથે, પણ રક્ષો! મુજ આ પરિવાર,"
ત્યાર પછી તરત જ **અનસૂ**ને વદવા લાગ્યો મનનો સાર,
"દૈવ કૃપાથી આપણને આ સફર ઘણી ફળશે સુખકાર,
મુજ કારણ શુચિ પાવક જળતું પાવન ધરજે! અગ્નિઅગાર, ૧૯૨
મુજ લલિતા! આવીશ વહેલો, જોવી નહિ પડશે મુજ વાટ,"
વળતી હળવેથી હીંચોળી બાળકની હીંડોળાખાટ,
બોલ્યો "આ સુકુમાર સલૂણું નિર્બળ મુજ નાનકડું બાળ,
ના! પણ એ તો સર્વે કરતાં અધિક વહાલું ને પ્રેમાળ. ૧૯૬

God bless him, he shall sit upon my knees
And I will tell him tales of foreign parts,
And make him merry, when I come home again.
Come Annie, come, cheer up before I go."
Him running on thus hopefully she heard,
And almost hoped herself; but when he turn'd
The current of his talk to graver things
In sailor fashion roughly sermonizing
On Providence and trust in Heaven, she heard,
Heard and not heard him; as the village girl,
Who sets her pitcher underneath the spring,
Musing on him that used to fill it for her,
Hears and not hears, and lets it overflow.
At length she spoke "O Enoch, you are wise;
And yet for all your wisdom well know I
That I shall look upon your face no more."
"Well then," said Enoch, "I shall look on yours.
Annie, the ship I sail in passes here

પ્રભુ! તેનું કલ્યાણ કરો! મુજ જંઘા પર લેશે તે સ્થાન,
એની પાસ કહીશ વિદેશી મુલકોનું સર્વે વ્યાખ્યાન,
તેનાં લગ્ન કરીશ ઉમંગે ઘેર વળીશ હું જવ આબાદ,
આવ! પ્રયાણ પહેલાં **અનસૂ**! આવ! મને દે! આશીર્વાદ!" ૨૦૦

કરતો એકી તાર વિવેચન ધરતો આશા ને વિશ્વાસ,
લક્ષ દઈ સુણતી ને એ પણ પામી આશાનો પ્રતિભાસ,
પણ જવ તેના કથનવહનનું વસ્તુ બન્યું વધતું ગંભીર,
નાવિકશાઈ, ઘરગથુ સાદું ને કરતું સંબોધ સુધીર. ૨૦૪

"બનવું ઇશ્વરકૃતિના ઉપકૃત ને પરમાત્માને આધીન."
તવ સુણતી પણ ખૂબ બનેલી તેમાં ભાનવની તલ્લીન;
પનિહારન યુવતી નિજ બેડું ઝરણ તળે મેલી ઉભેલ,
તે પ્રિયનું ચિંતન કરતી જે એને માટે ભરતો હેલ, ૨૦૮

છલક છલાતાં છાલક સુણતી રસમાં લીન બની વિણ ભાન.
તેમ સુણી **અનસૂ** બોલી, "હે! **અનિલ**! તમે છો બુદ્ધિમાન!
છે મુજને અભિમાન તમારી બુદ્ધિ વિષે વળી પૂરી ભાળ,
તોય તમારા મુખનાં દર્શન મુજને નહિ જ થશે કો કાળ; ૨૧૨

"વારુ" **અનિલ** બોલ્યો, "પણ **અનસૂ**! તારું મુખ હું અવલોકીશ,
મંગળવાર જહાજ બટાશે ત્યાંથી, જેમાં સફર કરીશ,

(He named the day), get you a seaman's glass,
Spy out my face, and laugh at all your fears."
But when the last of those last moments came,
"Annie, my girl, cheer up be comforted,
Look to the babes, and till I come again,
Keep everything shipshape, for I must go.
And fear no more for me; or if you fear
Cast all your care on God; that anchor holds.
Is He not yonder in those uttermost
Parts of the morning? if I flee to these,
Can I go from Him? and the sea is His,
The sea is His: He made it."

Enoch rose,
Cast his strong arms about his drooping wife,
And kiss'd his wonder-stricken little ones,
But for the third, the sickly one. who slept
After a night of feverous wakefulness,
When Annie would have raised him Enoch said

નાવિકદર્શનયંત્ર લઈ તું નીરખજે! મારું મુખ ઠીક,
પેખીને અવગણજે! તારી આ સર્વે શંકા ને બીક;" ૨૧૬

પણ તે સહુ છેલ્લી પલકોની છેલ્લી પલ આવી જવ આમ,
બોલ્યો, "અનસૂ! મારી વનિતા! હે! આશિષ ને પામ! વિરામ,
શિશુની સારી સેવા કરજે! જ્યાર લગી આવું આ પાર,
ધરજે! સમું ઘરબાર હવે મુજ જાવાને છે થોડી વાર, ૨૨૦

મારે માટ કદી ના ડરજે! ને તુજને ડર હોય લગાર,
ધરજે તુજ સહુ ચિંતા પ્રભુ પર જે છે બેઠો તારણહાર,
શું જગદીશ નથી ત્યાં પેલે પાર ઉગમણે દૂર પ્રદેશ?
તેનાથી છટકું શી રીતે? ને કઈ જાગ કરીશ પ્રવેશ? ૨૨૪

ક્યાં જાઉં હું? શક્તિ કશી મુજ? તેનો છે સહુ પારાવાર,
તે છે સાગરનાથ અને તે સાગરનો છે સર્જનહાર;"
અનિલ થયો ઊભો ને વળતી બોલ્યો, "તે છે સાગરનાથ,"
નમિત, નિમાણી નિજ પત્ની પર નાખ્યા તેના જબરા હાથ, ૨૨૮

ચકિત બનેલાં નિજ બચ્ચાંને બચ્ચી લીધી વત્સલ ભાવ,
પણ નિજ ત્રીજા નબળા શિશુને ગઈ રાત્રે આવેલો તાવ,
આખી રાત તણા જાગરણે, આ ટાણે લે છે આરામ,
અનસૂ જાગ્રત કરવા લાગી ત્યારે અનિલે કીધું આમ—૨૩૨

"Wake him not; let him sleep; how should the child
Remember this?" and kiss'd him in his cot.
But Annie from her baby's forehead clipt
A tiny curl, and gave it: this he kept
Thro' all his future; but now hastily caught
His bundle, waved his hand, and went his way.
She when the day, that Enoch mention'd came,
Borrow'd a glass, but all in vain: perhaps
She could not fix the glass to suit her eye;
Perhaps her eye was dim, hand tremulous;
She saw him not: and while he stood on deck
Waving, the moment and the vessel past.
Ev'n to the last dip of the vanishing sail
She watch'd it and departed weeping for him;
Then, tho' she mourn'd his absence as his grave,
Set her sad will no less to chime with his,
But throve not in her trade, not being bred
To barter, nor compensating the want

"શીદ જગાડે? સુવા દે! આ યાદ રહે શિશુને શી રીત?"
તેણે એની ખાટ કને જઈ શિશુને બચ્ચી લીધી પ્રીત;
અનસૂએ શિશુના નિલવટથી તનક અલક કાપી, એ વાળ,
સોંપ્યા તેને જે એણે નિજ ભવ પર્યંત ધર્યા સંભાળ; ૨૩૬

પણ તે તાબડતોબ હવે નિજ બચકો ઝાલી નમણી સાન,
કર હીલવતો, આશિષ દેતો ચાલ્યો તે તો નિજ પ્રસ્થાન;
અનિલે મંગળવાર કહેલો ને એ દિન આવ્યો જે વાર,
દર્શનયંત્ર ઉછીતું લઈ, ગઈ પિયુદર્શન દરિયાવકિનાર, ૨૪૦

પણ એ યંત્ર કદાચ ન પામી ઠેરવવા તે એની આંખ,
કે ચિંતાથી કંપાતે કર કે નેત્રાંબુ નિમિત્તે ઝાંખ,
જોઈ શકી નહિ એ પ્રિયતમને પ્રિયતમ ઊભો તેને કાજ
તૂતક પર કર હીલવતો તે, ગઈ તે ક્ષણ ગયું દૂર જહાજ; ૨૪૪

લુપ્ત થતા સઢની છેલ્લી પણ ડૂબકી એણે તેણીમેર
દીઠી, વળતી તેને સ્મરતી ને રડતી એ ચાલી ઘેર,
અનિલવિયોગે શોચન કરતી જાણે તે પામ્યો અવસાન,
તોય કરુણ ઉર તેના કોડે એ નહિ ધરતી ઓછું ધ્યાન, ૨૪૮

પણ શિક્ષાણુની ઊણપથી નિજ વેપારે ના ફાવી છેક,
જેમાં સાટાં, સોદા કરવા માટ ખપે છે ઢંગ અનેક,

By shrewdness, neither capable of lies,
Nor asking overmuch and taking less,
And still foreboding 'what would Enoch say?'
For more than once, in days of difficulty
And pressure, had she sold her wares for less
Than what she gave in buying what she sold:
She fail'd and sadden'd knowing it; and thus,
Expectant of that news which never came,
Gain'd for her own a scanty sustenance,
And lived a life of silent melancholy.
Now the third child was sickly-born and grew
Yet sicklier, tho' the mother cared for it
With all a mother's care: nevertheless,
Whether her business often call'd her from it,
Or thro' the want of what it needed most,
Or means to pay the voice who best could tell
What most it needed—howsoe'er it was,
After a lingering,—ere she was aware,—

કળ, છળકપટ, ખરું ખોટું તે કરવામાં અણઘડ, અણજાણ,
ભારે ભાવ બતાવી ઓછું મૂલ લઈ કરવું વેચાણ, ૨૫૨
ને "શું અનિલ કહેશે?" એની તેને નિત્ય રહેતી ભાળ,
પણ જ્યારે કો પર પણ પડતો સંકટ કે તંગીનો કાળ,
ત્યારે બહુ વેળા તે એની વણજજણસનો તેવે કામ,
નીચે ભાવે વકરો કરતી લીધેલી જે ઊંચે દામ, ૨૫૬
એમ નહીં ફાવી ને તેથી શોક તણો તેને ઉર ભાર,
ખબરોની લઘુતા નિત ધરતી જે તેને નાવી કો વાર,
એ આશામાં રળતી કરવા ત્રેવડથી શિશુનું ગુજરાન,
જીવન દોરવતી એકાંતે ગુપ્ત ધરી નિજ શોક મહાન; ૨૬૦
વળતી બહુ બીમાર થયું નિજ ત્રીજું માંદું જન્મ્યું બાળ,
એની માતૃક સેવા કરતી જેમ જનેતા લે સંભાળ,
તોપણ શિશુને એકલ મેલી નિજ ધંધાને અનુસંધાન
વારંવાર બેકાર થતાં ત્યાં, તેને તજવું પડતું સ્થાન, ૨૬૪
તેની પથ્ય અપેક્ષાને પણ અનુસરવા સાધન અનુદાર,
ઉચિત ચિકિત્સા પાવા માટે કરવા ખરચ હતી લાચાર,
એવા યોગ્ય પ્રયોગ અભાવે કે કો પણ કારણને જોર,
લંબાયેલી વ્યાધિ પછી ને તેની શંકા કરતાં મોર, ૨૬૮

Like the caged bird escaping suddenly,
The little innocent soul flitted away.
In that same week when Annie buried it,
Philip's true heart, which hunger'd for her peace
(Since Enoch left he had not look'd upon her),
Smote him, as having keep aloof so long.
'Surely' said Philip 'I may see her now,
May be some little comfort'; therefore went,
Past thro' the solitary room in front,
Paused for a moment at an inner door,
Then struck it thrice, and, no one opening,
Enter'd; but Annie, seated with her grief,
Fresh from the burial of her little one,
Cared not to look on any human face,
But turn'd her own toward the wall and wept.
Then Philip standing up said falteringly
'Annie, I came to ask a favour of you.'
He spoke; the passion in her moan'd reply

જેમ પુરાયેલો પિંજરથી પંખી છૂટે કે એકાએક,
એમ જ તે નિર્દોષી મંજુલ આત્મા નાઠી છૂટયો છેક;
જે સપ્તાહ મહીં **અનસૂએ** ભૂમીદાહ કર્યું નિજ બાળ,
તેને સાંત્વન દેવા શુભ મન વલ્લભનું તરસ્યું તે કાળ, ૨૭૨

(અનિલ ગયો એ દિનથી તેણે તે પર નહિ કીધો અવલોક,)
લાંબો કાળ રહ્યો એનાથી અળગો તેથી પામ્યો શોક;
ને વલ્લભ બોલ્યો, “હમણાં હું જાઉં કને તેની નિર્ધાર,
એને કંઈ આશ્વાસન મળશે,” એથી ચાલ્યો તેને દ્વાર, ૨૭૬

ને ત્યાં કરતો મોરા પરનો સૂનો નાનો ખંડ પસાર,
ને આગળ થોડોક સમય ત્યાં ઊભો એ, માંહેલે બાર,
ત્રણ વેળા ખખડાવ્યું, કોએ દ્વાર ન ખોલ્યું, તો નિજ જાત
ખોલી, પેઠો બેઠેલી જ્યાં **અનસૂ** શોક તણે આઘાત, ૨૮૦

આવી એ હમણાં જ કરી નિજ તનુ શિશુનો ભૂમીસંસ્કાર,
કો માનવમુખ જોવા તેણે નહિ કીધી દરકાર લગાર,
નિજ મુખ ભીંત ભણી વાળીને કરવા લાગી કરુણ વિલાપ,
ત્યારે વલ્લભ જે ઊભેલો બોલ્યો ત્યાં અચકાતો આપ, ૨૮૪

“**અનસૂ**! તારી પાસ અરજ હું કરવા આવ્યો છું તુજ ધામ,”
જેનો ઉત્તર કરુણામય ને દ્રવિત અવાજે પામ્યો આમ—

'Favour from one so sad and so forlorn
As I am!' half abash'd him; yet unask'd,
His bashfulness and tenderness at war,
He set himself beside her, saying to her:
'I came to speak to you of what he wish'd,
Enoch, your husband: I have ever said
You chose the best among us—a strong man:
For where he fixt his heart he set his hand
To do the thing he will'd, and bore it thro'.
And wherefore did he go this weary way,
And leave you lonely? not to see the world—
For pleasure?—nay, but for the wherewithal
To give his babes a better bringing-up
Than his had been, or yours: that was his wish.
And if he come again, vext will he be
To find the precious morning hours were lost.
And it would vex him even in his grave,
If he could know his babes were running wild

"અરજ વળી મુજશી દુખિયારી ત્યક્ત અનાથ ત્રિયાને દ્વાર!"
એથી તે લગભગ ઝંખાયો ને હજુ નહિ પામ્યો સત્કાર,
એની ભોઠપ, એની મૃદુતા—એ બંને વલણોને વાદ,
વણ કીધે તે પાસે બેસી વદવા લાગ્યો નમણે સાદ;
"અનસૂ! તારી પાસ કહેવા આવ્યો છું કે તુજ ભરતાર—
અનિલ તણાં શી ઇચ્છા ને શા કોડ હતાં એનો સહુ સાર,
મેં તુજને અવિરામ કહેલું કે તેં ચૂંટયો શિષ્ટ યુવાન
અમ સહુમાં બળવાન, ધુરંધર, સાગરવીર અને યતમાન;
ધાર્યું નિજ કરતો જે હામે ચિત્ત પરોવી ધરતો પાગ,
ને તેની એ ટેક ગયો તે, કંટાળારૂપી એ માગ,
શું તે તમને એકલ મૂકી જોવા કાજ ગયો સંસાર?
શું તેના આનંદવિહારે? ના! ના! એમ નહીં જ લગાર!
કેવા પણ ભોગે તુજથી ને તેનાથી ઊંચે સંસ્કાર
નિજ શિશુને ઉત્તમ કેળવવા — એ જ હતો તેનો નિર્ધાર;
ને જો તે પાછો ફરશે તો બનશે અતિ ક્રોધાળ, હતાશ
જોઈ વ્યર્થ ગયેલ અમોલો જીવનઅરુણ તણો અવકાશ;
ને સ્વર્ગે પણ તેનો આત્મા કચવાશે પામી આ જ્ઞાન—
નિજ બાળક છે આમ નંકારાં, જેમ વછેરાં ઘૂમે રાન;

Like colts about the the waste. So, Annie, now—
Have we not known each other all our lives?
I do beseech you by the love you bear
Him and his children not to say me nay—
For, if you will, when Enoch comes again
Why then he shall repay me—if you will,
Annie—for I am rich and well-to-do.
Now let me put the boy and girl to school:
This is the favour that I came to ask.'
Then Annie with her brows against the wall
Answer'd 'I cannot look you in the face;
I seem so foolish and so broken down.
When you came in, my sorrow broke me down;
And now I think your kindness breaks me down;
But Enoch lives; that is borne in on me:
He will repay you: money can be repaid;
Not kindness such as yours.'
                                        And Philip ask'd

**અનસૂ**! બચપણથી આપણને શું અન્યોન્ય નથી વર્તાવ?
તેના ને તેનાં શિશુ પ્રત્યે તારા પ્રેમ તણો સદ્‌ભાવ,
ને એ કાજ વિનંતિ કરું છું તારી પાસે હું આ વાર,
ને તારાથી એ યાચું છું કે તું નહિ જ ભણીશ નકાર, ૩૦૮

જો તુજ ઇચ્છા હોય ભલે એ **અનિલ** અહીં વળશે જે વેળ,
ત્યારે તે એને માટે સહુ વાળી દેશે તેને મેળ,
ને **અનસૂ**! તું ઇચ્છે તો, છું ધનિક, સુખી ને વણ જંજાળ,
આપ! રજા તુજ તનુજ અને તુજ તનુજાને બેસાડું નિશાળ! ૩૧૨

આવ્યો હું તુજ પાસે તારી એ જ કૃપા મેળવવા માટ;"
ત્યારે **અનસૂ** બોલી જેનું હજુ દીવાલ સમક્ષ લલાટ,
"હું તમને મુજ મુખ દાખવવા પાત્ર રહેલ નથી અત્યાર,
એવી તો હું બુદ્ધિ વિહોણી ને હું ભગ્ન બનેલ ગમાર, ૩૧૬

તમ જ્યારે ઘરમાં આવ્યા હું ભગ્ન બની મારે સંતાપ,
માનું હમણાં ભગ્ન બનાવે મુજને તમ માયાનો વ્યાપ;
પણ છે **અનિલ** સજીવન, એવું મારે અંતરનાદ કળાય,
તમને નાણું વાળી દેશે, ને નાણું તો વાળી શકાય, ૩૨૦

પણ આવો ઉપકાર તમારો નહિ જ વળાશે કોઈ પ્રકાર;"
વલ્લભને પરિતોષ થયો ને એણે પૂછ્યું બીજી વાર,

'Then you will let me, Annie?'
There she turn'd,
She rose, and fixt her swimming eyes upon him,
And dwelt a moment on his kindly face,
Then calling down a blessing on his head
Caught at his hand, and wrung it passionately,
And past into the little garth beyond.
So lifted up in spirit he moved away.
Then Philip put the boy and girl to school,
And bought them needful books, and everyway,
Like one who does his duty by his own.
Made himself theirs; and tho' for Annie's sake,
Fearing the lazy gossip of the port,
He oft denied his heart his dearest wish,
And seldom crost her threshold, yet he sent
Gifts by the children, garden-herbs and fruit,
The late and early roses from his wall,
Or conies from the down, and now and then

“તો અનસૂ! તુજ આજ્ઞા છે ને? શાળામાં મૂકું તુજ બાળ?
ત્યારે તે એ કોર વળી ત્યાં ને ઊભી થઈ એ તત્કાળ,

એનાં લદબદ ભીનાં નયનો તે પર તેણે તાક્યાં થીર,
ને તેના માયાળુ વદન પર એણે માંડી મીટ લગીર,
વળતી આશીર્વાદ ઉચ્ચાર્યો તેને શીશ ધરી નિજ હાથ
સાહી એ પર વારી એનાં દુખણાં લીધાં માયા સાથ;

ત્યાર પછી એ બેઉ વટાયાં નાને આંગણ તેણીમેર,
એમ હવે હર્ષે ફૂલાતો હાલ્યો તે પોતાને ઘેર;
તેણે બાળ અને બાળાને શાળામાં મેલ્યાં પશ્ચાત,
શિશુને ખપતા ગ્રંથ અપાવ્યા ને શ્રમ લેતો સર્વે વાત,

જેમ જનક નિજ જાયાં પ્રત્યે ફરજ બજાવે છે અવિરામ,
એમ જ તેણે પણ પોતાને અર્પી દીધો શિશુને કામ;
બંદરની ઠાલી ગપસપથી અનસૂને હિત તે ડરનાર,
નિજ રસિયણુ તાલાવેલીને દાબી દેતો વારંવાર,

તેનો ઉંબર ભાગ્યે ટપતો, પણ બહુ વેળા શિશુ સંઘાત
પાઠવતો વાડીનાં લીલાં શાક અને ફળની સોગાત,
આગોતર, પાછોતર ઋતુનાં, નિજ ભીંતેથી રમ્ય ગુલાબ,
ટીંબા પરથી ઝાલ્યાં સસલાં ને મિષ્ટાન્ન ભરેલી છાબ,

With some pretext of fineness in the meal
To save the offence of charitable, flour
From his tall mill that whistled on the waste.
But Philip did not fathom Annie's mind:
Scarce could the woman when he came upon her,
Out of full heart and boundless gratitude
Light on a broken word to thank him with.
But Philip was her children's all-in-all;
From distant corners of the street they ran
To greet his hearty welcome heartily;
Lords of his house and of his mill were they;
Worried his passive ear with petty wrongs
Or pleasures, hung upon him, play'd with him
And call'd him Father Philip. Philip gain'd
As Enoch lost; for Enoch seem'd to them
Uncertain as a vision or a dream,
Faint as a figure seen in early dawn
Down at the far end of an avenue,

ને પરસૂદી નિજ ચક્કીથી જે સૂસવતી ઊંચે રાન,
એમ કહીને કે "આ ઝીણે લોટ થશે સારું પકવાન,"
ભિક્ષાના રોષે બચવા તે એવે મિષ કરતો વર્તાવ,
પણ વલ્લભ નહિ પરખ્યો હજુયે અનસૂના હૈયાનો ભાવ,

પણ જ્યારે તેને મળવાનું બનતું તે વેળા એ નાર,
તેનું ઋણ જે ખુલ્લા મનથી પણ અદકું ને અપરંપાર
વિરલ અધૂરાં વેણે તેનો એ માની લેતી આભાર,
પણ એનાં શિશુનો તો વલ્લભ પ્રિય સર્વસ્વ હતો નિર્ધાર;

એને શેરીના નાકા પર છેટેથી જોતાં ને વાર
તે ગમ સહૃદય ધાતાં તેના મેળવવા હાર્દિક સત્કાર,
એનાં ઘર ને ચક્કીના તે પૂરેપૂરાં સત્તાવાન,
જરીં જરીં રાવ, ગમતકથને નિજ, ભરતાં તેના ખમતલ કાન,

વળગી એને કંઠ લટકતાં, એનાશું રમતાં અવિરામ,
ને એને સંબોધન કરતાં વલ્લભબાપાને ઉપનામ;
વલ્લભ પ્રત્યે ભાવ વધ્યો ને અનિલ ભુલાયો શિશુને ધ્યાન,
અનિલ જણાતો આરણકારણ, છાયાશો કે સ્વપ્ન સમાન,

આછો! જેવી મૂરત દીઠી જીવન કેરે પ્રથમ પ્રભાત,
પરવરતી તરુવરની હેઠળ કુંજગલીને અંત પછાત,

Going we know not where: and so ten years,
Since Enoch left his hearth and native land,
Fled forward, and no news of Enoch came.
It chanced one evening Annie's children long'd
To go with others, nutting to the wood,
And Annie would go with them; then they begg'd
For Father Philip (as they call'd him) too:
Him, like the working bee in blossom-dust,
Blanch'd with his mill, they found; and saying to him
'Come with us, Father Philip' he denied;
But when the children pluck'd at him to go,
He laugh'd, and yielded readily to their wish,
For was not Annie with them? and they went.
But after scaling half the weary down,
Just where the prone edge of the wood began
To feather toward the hollow, all her force
Fail'd her; and sighing, 'Let me rest' she said:
So Philip rested with her well-content;

ના સૂઝે! ક્યાં મૂર્ત્તિ ગઈ તે? એમ થયાં દસ વર્ષ પસાર!
વતન અને આગાર તજી નિજ અનિલ સિધાર્યો કેણીપાર! ૩૬૦

અનિલ તણો સંદેશ ન આવ્યો, એક દિને જામ્યો એ ઘાટ,
વિપિન જવા તૈયાર થયાં ત્યાં અન્ય કિશોર અનૂરાં માટ;
અનસૂનાં બાળક તલસાયાં સહુ સંઘાત જવા તે વાટ,
અનસૂને પણ સંગ જવા નિજ, શિશુએ બહુ જ કર્યો તલસાટ; ૩૬૪

યાચ્યું વલ્લભબાપાથી પણ (જેને વદતાં એવે નામ,)
પુષ્પપરાગકલિલ શ્રમજીવી મધુકરશું કરતો તે કામ,
નિજ ચક્કીથી ધવલ બન્યો જે, એને શિશુ બોલ્યાં તે વાર,
"વલ્લભબાપા! ચાલો! અમશું," પણ એણે કીધો ઇન્કાર; ૩૬૮

પણ શિશુએ સંઘાત જવાને કીધી તેને તાણાતાણ,
હસતો તરત અધીન બન્યો એ શિશુની ઇચ્છાને વણ વાણ;
શું અનસૂ સંઘાત નહોતી? સર્વે ચાલ્યાં વનને માગ,
ને કાયર કરતા ટીંબાનો માપી ચૂક્યાં અરધો ભાગ; ૩૭૨

તે ભાગે આવી પૂગ્યાં જ્યાં લાગે ખોની ઢળતી ધાર,
જ્યાંથી વિપિન તણી વનરાજી મંડાતી રચતી વિસ્તાર;
અનસૂ શક્તિ વિહીન બનેલી બોલી નાખીને નિશ્વાસ,
"લેવા દો! વિશ્રામ મને" જવ વલ્લભ પણ થોભ્યો ઉલ્લાસ; ૩૭૬

While all the younger ones with jubilant cries
Broke from their elders, an tumultuously
Down thro' the whitening hazels made a plunge
To the bottom, and dispersed, and bent or broke
The lithe reluctant boughs to tear away
Their tawny clusters, crying to each other
And calling, here and there, about the wood.
But Philip sitting at her side forgot
Her presence, and remember'd one dark hour
Here in this wood, when like a wounded life
He crept into the shadow: at last he said,
Lifting his honest forehead, 'Listen, Annie,
How merry they are down yonder in the wood.
Tired, Annie?' for she did not speak a word.
'Tired?' but her face had fall'n upon her hands;
At which, as with a kind of anger in him,
'The ship was lost' he said, 'the ship was lost!
No more of that! why should you kill yourself

ને સર્વે નાનેરાં બચ્ચાં કરતાં આનંદે કલ્લોલ
મોટેરાંથી અળગાં પડતાં ધાયાં ભર ઘોંઘાટ બખોલ;
નીરખતાં નવ ફૂલ, ઝુકાવ્યું સહુએ વિપિન તણે પેટાળ,
વિખરાયાં ભંજન કરતાં કે આમળતાં વૃક્ષોની ડાળ;

મચતાં ખૂબ ધમાલ મચડતાં તરુની ચિબ્બડ વિટપ કઠોર,
પિંગલ ડીંટ સમેત અનૂરાં તોડી ધરતાં હેઠળ કોર;
ને અન્યોન્ય બકોરો કરતાં ચોગરદમથી વનને સ્થાન;
અનસૂ નિજ પાસે બેઠેલી પણ વલ્લભને ન રહ્યું ધ્યાન,

ગ્લાન ઘડીને સ્મરવા લાગ્યો જે આ વનમાં વીતી એક,
જ્યારે ઘાયલ પ્રાણી પેઠે સરક્યો એ તરુશરણે છેક;
સાવ વિલીન બનેલો અંતે કરતો નિજ શુભ વદન ટટાર,
બોલ્યો, "સુણ! અનસૂ! સહુ બાળક હેઠળ! વનમાં પેલે પાર

કેવાં! હર્ષ, વિનોદ થકી ત્યાં ચગમગતાં કરતાં કલ્લોલ,
પણ થાકેલી? અનસૂએ તો નહિ ઉચ્ચાર્યો એકે બોલ;
"થાકી ગઈ શું?" પણ એણે નિજ મુખ મેલ્યું નિજ કર સંઘાત,
ને એવા કારણથી તેના હૃદયે લાગી અમુક અશાત;

"નષ્ટ વહાણ થયું તે," બોલ્યો "નષ્ટ થયું છે તે જ વહાણ,
એની કો પણ ભાળ નથી ને શાને આમ હણે તુજ પ્રાણ?

And make them orphans quite?' And Annie said
'I thought not of it: but—I know not why—
Their voices make me feel so solitary.'
Then Philip coming somewhat closer spoke,
'Annie there is a thing upon my mind,
And it has been upon my mind so long,
Than tho' I know not when it first came there,
I know that it will out at last. O Annie,
It is beyond all hope, against all chance,
That he who left you ten long years ago
Should still be living; well then—let me speak:
I grieve to see you poor and wanting help:
I cannot help you as I wish to do
Unless—they say that women are so quick—
Perhaps you know what I would have you know—
I wish you for my wife. I fain would prove
A father to your children: I do think
They love me as a father: I am sure

શીદ બનાવે તારાં શિશુને માત વિહીન, નબાપાં તેમ?"
બોલી "એ મેં ચિંત્યું નથી કે સૂઝ નથી ના ચિંત્યું કેમ?
મુજને તો અતિ સૂનો લાગે તે સહુ બાળકનો ગુંજાર;"
તો વલ્લભ તેના પડખામાં ખસતાં વદવા લાગ્યો સાર,
"અનસૂ! મારા મન પર એવી અવિરત એક વસેલી વાત,
ને આ વાત વસેલી મારા મન પર લાંબા સમય અગાત,
જોકે મુજને જાણ નથી કે કયારે પ્રથમ કર્યો પેસાર?
પણ એ હું જાણું છું કે તે અંતે તો પડશે જ બહાર;
હે! અનસૂ! એ આશ રહિત ને કોઈ નથી એવો સંજોગ
દસ વર્ષોથી તુજને મૂકી જેણે કીધો વતનવિયોગ,
ને એ હોય સજીવ હજી પણ; વારુ હવે કહું મુજ ઉદ્‌ગાર,
હૃદય દમે મુજ, તુજને દેખી એવી દીન અને લાચાર,
તારી કુમક કરી નહિ શકતો મુજ ઇચ્છા અનુસાર, સિવાય–
"સ્ત્રી સહુ બહુ જ ચકોર રહે છે" એમ કહે છે જનસમુદાય,
તેમ કદાચ તું જાણે એ જે કરવાનો છું તુજને જાણ,
તુજને મુજ પરણેત બનાવું, એ મુજ ઇચ્છા ને મુજ વાણ;
તારાં શિશુનો તાત થવા હું મગ્ન, કરીશ મને પુરવાર,
ને માનું છું, તે પણ મુજશું તાત સમાન ધરે છે પ્યાર,

That I love them as if they were mine own;
And I believe, if you were fast my wife,
That after all these sad uncertain years,
We might be still as happy as God grants
To any of His creatures. Think upon it:
For I am well-to-do—no kin, no care,
No burthen, save my care for you and yours:
And we have known each other all our lives,
And I have loved you longer than you know.'
Then answer'd Annie; tenderly she spoke:
'You have been as God's good angel in our house.
God bless you for it, God reward you for it,
Philip, with something happier than myself.
Can one love twice? can you be ever loved
As Enoch was? what is it that you ask?'
'I am content' he answer'd 'to be loved
A little after Enoch.' 'O' she cried,
Scared as it were, 'dear Philip, wait a while:

નિઃસંશય હું ચાહું શિશુને, જાણે મુજ પોતીકાં બાળ,
ને માનું હું, જો તું બનશે મુજ પરણેત ખરી પ્રેમાળ,
આવાં શોચ્ય, અનિશ્ચિત વર્ષો ગાળીને પણ અંતે એમ
આપણને હજુ સુખ સાંપડશે, પ્રભુ કો જનને અર્પે જેમ,

મારા આ પ્રસ્તાવ ઉપર કર! પૂરેપૂરો શોચ વિચાર,
છું સુખિયો, કો સ્વજન નથી મુજ, નહિ કો ચિંતા, નહિ કો ભાર,
માત્ર રહેશે મારું તુજ પર ને તારું મારા પર ધ્યાન,
ને આપણને નાનપણાથી પૂરી છે અન્યોન્ય પિછાન,

તારી જાણ પહેલાંથી હું તુજ પર મોહાયો છું છેક;"
તવ **અનસૂએ** ઉત્તર વાળ્યો, એ બોલી અતિ નમ્ર વિવેક;
"આપ અમારા ઘરમાં **પ્રભુના** એક ખરા છો દૂત સમાન,
દેવ કરે કલ્યાણ તમારું ને અર્પે તેનું ફળદાન!

વલ્લભ! અવર ત્રિયાશું વરશો તો તમ અધિક થશો સુખવાન,
પ્રીત શું થાય ફરી? શું તમને ચાહી શકું કદી **અનિલ** સમાન?
તમને આ શું સૂઝયું કે તમ માંગ કરી મુજ પાસે આમ?"
બોલ્યો, "**અનિલ** થકી ઊતરતા જૂજ પ્રણય પામીશ વિરામ;"

"આહ!" પુકારીને તે ચોંકી, વાત હતી એવી તે માટ:
"પ્રિય વલ્લભ! તમ ધીર ધરો! ને થોડો સમય નિહાળો! વાટ,—

If Enoch comes—but Enoch will not come—
Yet wait a year, a year is not so long:
Surely I shall be wiser in a year:
O wait a little!' Philip sadly said
'Annie, as I have waited all my life
I well may wait a little.' 'Nay' she cried
'I am bound: you have my promise—in a year
Will you not bide your year as I bide mine?'
And Philip answer'd 'I will bide my year.'
Here both were mute, till Philip glancing up
Beheld the dead flame of the fallen day
Pass from the Danish barrow overhead;
Then fearing night and chill for Annie rose,
And sent his voice beneath him through the wood.
Up came the children laden with their spoil;
Then all descended to the port, and there
At Annie's door he paused and gave his hand,
Saying gently 'Annie, when I spoke to you,

અનિલ તણું આયાન થશે તો,—અનિલ પરંતુ નથી વળનાર,–
તોપણ એક વરસ થોભો! તમ, એ તો નહિ બહુ લાંબી વાર,
વર્ષ મહીં મુજ બુદ્ધિ સુધરશે, રાખું છું હું એમ ઉમેદ,
વાટ નિહાળો! થોડી વેળા;" તો વલ્લભ બોલ્યો સહ ખેદ,

"અનસૂ! મારું આખું જીવન વાટ નિહાળી મેં વણ નેમ,
ને હું તો થોભીશ હજી પણ;" તો બોલી, ના! ના! નહિ એમ,
બંધાઉં છું એક વરસમાં,—તમને આપું છું મુજ કોલ,
વર્ષ લગી શું નહિ થોભો તમ? જેવી હું થોભીશ અબોલ;"

ને વળતી વલ્લભ બોલ્યો કે, "હું થોભીશ વરસભર એમ,"
અહિયાં બંને મૂક રહ્યાં ને નજર પડી વલ્લભની તેમ,
ને દીઠી આથમતા દિનની જ્યોતિ ટમકતી ત્યાં ઉપલાણ
બૌદ્ધ તણાં ચૈત્યોની ટોંચે ઝંખાતી કરતી પરિયાણ,

પડતાં રાત, રખે! અનસૂને લાગે શરદી એ ડર કાજ,
ઊઠ્યો ને હેઠળના વન ગમ હાંક પુકારી જબ્બર અવાજ;
નિજ નિજ ખેપ ઉપાડી સર્વે, આવી પૂગ્યાં ઉપર, કિશોર,
વળતી સહુ ઊતરવા લાગ્યાં હળવે હળવે બંદર કોર;

ને થોભ્યો કરપુટ કરતો ત્યાં અનસૂની ડેલીને દ્વાર,
બોલ્યો સવિનય, "અનસૂ! તુજશું વાત કરેલી મેં જે વાર

That was your hour of weakness. I was wrong.
I am always bound to you, but, you are free.'
Then Annie weeping answer'd 'I am bound.'
She spoke; and in one moment as it were,
While yet she went about her household ways,
Ev'n as she dwelt upon his latest words,
That he had loved her longer than she knew,
That autumn into autumn flash'd again,
And there he stood once more before her face,
Claiming her promise. 'Is it a year?' she ask'd.
Yes, if the nuts' he said 'be ripe again:
Come out and see.' But she—she put him off—
So much to look to—such a change—a month—
Give her a month—she knew that she was bound—
A month—no more. Then Philip with his eyes
Full of that lifelong hunger, and his voice
Shaking a little like a drunkard's hand,
'Take your own time, Annie take your own time.'

નબળાઈની તક તે તારી, થાય મને અતિ પશ્ચાતાપ,
મુક્ત કરું, તેથી તુજને, પણ નિત બંધાયેલો છું આપ.''
"હું પણ બંધાયેલી,'' વળતી અનસૂ બોલી નયને ધાર,
એ તો બોલી, પણ ક્ષણભંગુર સમય થયો ક્ષણમાંહ્ય પસાર; ૪૫૨

હજુ તો ઘરકામે ગુંથાઈ ધરતી સહુ નિજ સાજ સુડોલ,
ને હજુ એ ચિંતવવા લાગે તેના આ છેવટના બોલ,—
"તારી જાણ પહેલાંથી હું તુજ પર મોહાયો છું છેક.''
ત્યાં તો બીજી વાર શરદથી શરદ ઝબૂકી મારી ટેક; ૪૫૬

વળી સંમુખ આવી તે ઊભો વચન તણા નિજ દાવા કાજ,
ત્યારે અનસૂએ પૂછ્યું કે, "વર્ષ થયું શું પૂરું આજ?''
"હા!'' તે બોલ્યો, "ને જો પાક્યાં હોય અનૂરાં તો પછી કેમ?
ચાલ! બતાવું;'' તો અનસૂએ—એણે તેને રોક્યો એમ,— ૪૬૦

"માસ ખમો!–હજુ બહુ જોવાનું–એ તો છે પરિવર્તન ખાસ,
બંધાયેલી છું, એ જાણું, મુજને આપો! એક જ માસ,
એક જ માસ,–વિશેષ ન માગું;'' તો વલ્લભ સુણતાં એ વાત,
નિજ જીવનભરની તૃષ્ણાથી લદબદ નિજ નયનો સંઘાત ૪૬૪

જેમ શરાબીનો કર કંપે બોલ્યો તેવે સાદ નિરાશ,
"લે! તુજ મોંમાગ્યો અવકાશ તું! લે! તુજ મોંમાગ્યો અવકાશ!''

And Annie could have wept for pity of him;
And yet she held him on delayingly
With many a scarce-believable excuse,
Trying his truth and his long-sufferance,
Till half-another year had slipt away.
By this the lazy gossips of the port,
Abhorrent of a calculation crost,
Began to chafe as at a personal wrong.
Some thought that Philip did but trifle with her;
Some that she but held off to draw him on;
And others laugh'd at her and Philip too,
As simple folk that knew not their own minds;
And one, in whom all evil fancies clung
Like serpent eggs together, laughingly
Would hint at worse in either. Her own son
Was silent, tho' he often look'd his wish;
But evermore the daughter prest upon her
To wed the man so dear to all of them

ને એના પ્રત્યે કરુણાથી અનસૂ સજલ કલ્પતી શોક,
તોપણ તેને અધ્ધર રાખી. આમ કર્યાં કરતી એ શોક; ૪૬૮

ક્વચિત જ માન્ય રહે એવાં એ બહુબહુ બિંબ ધરતી અવિનાશ,
ને તેનાં સદ્વર્તનની ને ક્ષમતાની કરતી અજમાશ;
તેવામાં તો બીજા અરધા વર્ષે કીધો અધિક પ્રવાસ,
ને એવામાં ખીજ ભરાયા બંદરના સહુ ગપ્પીદાસ; ૪૭૨

ને એનાં પોતાનાં ઘરમાં જાણે હોય પડયો વિખવાદ,
કરતા અણગમતી કલ્પના પર વાદવિવાદ અને ફરિયાદ;
કો વદતો "વલ્લભ અનસૂશું ઠાલી કરતો ગમત સલીલ,"
કોક કહેતો "એણે તેને આતુર ધરવા કીધી ઢીલ," ૪૭૬

સહુ હસતા ને વદતા "કેવાં ભોળાં વલ્લભ ને તે નાર?
કે એ નહિ સમજી શકતાં નિજ ઉરને સાર, અસાર લગાર;"
એકે, સાપણનાં ઈંડાંશા જેને વળગ્યા દુષ્ટ વિચાર,
હસતાં કીધું કે "તે બેનો ચોક્કસ છે આડો વ્યવહાર;" ૪૮૦

અનસૂ વલ્લભ વેરે પરણે એ પ્રત્યે તેનો જ કુમાર,
મૂક રહેતો પણ નિજ મુખ પર કરતો નિજ ઇચ્છા પુરવાર,
પણ તેની તનયા તેના પર કરતી વારંવાર દબાણ,
આવા સહુના પ્રિય સજ્જનશું કરવા લગ્ન તણું જોડાણ, ૪૮૪

And lift the household out of poverty;
And Philip's rosy face contracting grew
Careworn and wan; and all these things fell on her
Sharp as reproach.

At last one night it chanced
That Annie could not sleep, but earnestly
Pray'd for a sign 'my Enoch is he gone?'
Then compass'd found by the blind wall of night
Brook'd not the expectant terror of her heart,
Started from bed, and struck herself a light,
Then desperately seized the Holy Book,
Suddenly set it wide to find a sign,
Suddenly put her fiinger on the text,
'Under the palm-tree.' That was nothing to her;
No meaning there: she closed the Book and slept:
When lo! her Enoch sitting on a height
Under a palm-tree, over him the sun:
'He is gone' she thought 'he is happy, he is singing

ને ઘરમાંથી દળદર ટાળી કરવાને ઘરબાર, સમાન,
વલ્લભનું મુખ લાલ હવે તો ક્ષીણ બન્યું ફીક્કું ને ગ્લાન;
આ સર્વે વાતોએ તેના હૃદય ઉપર કીધો સંપાત,
ને તેને નિજ માટ જણાઈ તીવ્ર કલંક સમી સહુ વાત; ૪૮૮

આખર એક નિશાએ એવા સંજોગે કીધું સંધાન,
અનસૂને ના આવી નિદ્રા, ને એકાગ્ર ધરીને ધ્યાન,
સ્તવન કર્યું આ સંજ્ઞા કળવા "અનિલ થયો શું ગત નિર્ધાર?"
ઘેરાયેલી તિમિર છવાયે રાતલડીને ગઢ એ નાર; ૪૯૨

સ્તવન તણા સંભવિત ફલનનો સાંખી નહિ જ શકી ગભરાટ,
કૂદી એ નિજ સેજ ઉપરથી પ્રગટાવી દીપકની વાટ;
અતિશય અભિલાષાથી તેણે કરમાં ઝાલી "પુનિત પુરાણ,"
ખોલ્યું એને છેક અચાનક જોવા સંજ્ઞાસૂચક વાણ, ૪૯૬

વાણી પર ઓચિંતી અંગુલિ ધરતાં તે પામી, આ હાલ,
"પીપળની હેઠળ પૃથ્વી પર શાંત થઈ બેઠા" (ગોપાલ);
'નહિ મુજ ખપનું! અર્થ રહિત સહુ!' સૂતી ઢાંકી 'પુનિત પુરાણ,'
ત્યાં તો! સોણામાં દેખે નિજ અનિલ તહીં ગિરિને ઉપલાણ, ૫૦૦

પીપળની હેઠળ બેઠેલો, એના પર સવિતા, તે પાર,
એથી તેણે એ ચિંત્યું કે "અનિલ થયો છે ગત નિર્ધાર,

Hosanna in the highest: yonder shines
The sun of Righteousness, and these be palms
Whereof the happy people strowing cried
"Hosanna in the highest!" Here she woke,
Resolved, sent for him and said wildly to him
'There is no reason why we should not wed.'
'Then for God's sake,' he answer'd, 'both our sakes,
So you will wed me, let it be at once.'
So these were wed and merrily rang the bells,
Merrily rang the bells and they were wed.
But never merrily beat Annie's heart.
A footstep seem'd to fall beside her path,
She knew not whence; a whisper on her ear,
She knew not what; nor loved she to be left
Alone at home, nor ventured out alone.
What ail'd her then, that ere she enter'd, often
Her hand dwelt lingeringly on the latch,
Fearing to enter: Philip thought he knew:

ગાય સુખે ઊંચેરે સ્થાને "પાહિભજન" કેરું પ્રભુગાન,
તે પા ઝળકે સત્ય સ્વરૂપે સવિતા,—નારાયણ ભગવાન,
ને પીપળ તે જેમાં બેઠા રાધાજીના નણદલ વીર,
કોઈ શિકારીએ મૃગ ધારી શામળિયાને માર્યું તીર;"
અહિયાં જાગી; નિર્ણય કીધો, તેને તેડાવ્યો એ સાટ,
બોલી વિકલ, "નથી કો કારણ આપણને નહિ વરવા માટ;"
તે બોલ્યો, "તારા ને મારા હિતને ખાતર, દૈવવશાત્
ને તું છે મુજશું વરવાની તો આપણ વરશું અવસાત."
અનસૂ પરણી વલ્લભ સંગે ને વાજાં વાગ્યાં ઉછરંગ,
વાજાં વાગ્યાં ઉછરંગે ને અનસૂ પરણી વલ્લભ સંગ;
પણ અનસૂનું હૃદય કદી નહિ ઉછરંગે ધબક્યું અવદાત,
નિજ પાસેને પંથ જણાતો કોના પાવલિયાનો પાત,
નહિ કળતી એ ક્યાંથી? વળતી ગુંજ સુણાતી તેને કાન,
નહિ કળતી એ કોની? એવું સ્ફુરણ થતું નિત એને જ્ઞાન;
ના એકલ, ઘર માંહ્ય રહેતી, ના જાતી ફરવા એ આપ,
ને નિજ ઘર ગમ વળતી ત્યારે તેને કાંઈ થતો સંતાપ,
એનો હસ્ત ઉલાળા પર એ લાંબી વેળ લગી તે સ્થાન,
ધરતી, ભીંતર જાવા ડરતી; વલ્લભ કરતો એ અનુમાન,

Such doubts and fears were common to her state,
Being with child: but when her child was born,
Then her new child was as herself renew'd,
Then the new mother came about her heart,
Then her good Philip was her all-in-all,
And that mysterious instinct wholly died.
And where was Enoch? prosperously sail'd
The ship 'Good Fortune,' tho' at setting forth
The Biscay, roughly ridging eastward, shook
And almost overwhelm'd her, yet unvext
She slipt across the summer of the world,
Then after a long tumble about the Cape
And frequent interchange of foul and fair,
She passing thro' the summer world again,
The breath of heaven came continually
And sent her sweetly by the golden isles.
Till silent in her oriental haven.
There Enoch traded for himself, and bought

"આવાં શંકા ને ડરનો તો હોય સગર્ભાને નિત મેળ;"
**અ**નસૂ પણ હતી ભારેવાઈ, ને બાળક જન્મ્યું જે વેળ,
તેના આ નવ શિશુએ તેને આપ્યો નિજશો નવઅવતાર,
ને ત્યારે નવમાતાને પણ પ્રકટ થયો નવકોડ અપાર, ૫૨૪

ત્યારે ગુણિયલ વલ્લભ તેનો નિત સર્વસ્વ થયો સ્નેહાળ,
ને સહુ પામી નાશ સદંતર સ્ફુરણ થતી મંછા મર્માળ.
આ અરસામાં **અ**નિલ હતો ક્યાં? "સદ્ભગ" નામક સફરવહાણુ
**ચી**નપ્રવાસ ગયું જે એની સફર થઈ તે સહ કલ્યાણ; ૫૨૮

જો કે નિર્ગમતાં **ખં**ભાતે તેને પ્રાચી ગમ ઉપલાણુ,
ફગવી ડૂબ્યા તુલ્ય બનાવ્યું, તોપણ ત્યાંથી તે વણ હાણુ,
પારોપાર સર્યું **ભા**રતની ગ્રીષ્મ સમા **મ**લબારકિનાર,
ડોલાતું અતિ ભૂશિર પાસે કન્યાકુમારીને પાર, ૫૩૨

વળતી સૌમ્ય અસૌમ્ય સમીરણ કરતું પ્રાપ્ત અવારનવાર,
પેઠું ઉષ્ણ કટીબંધે તે, હિંદમહાસાગર મોઝાર;
આણીમેર નિરંતર તેને સાંપડતાં આકાશી શ્વાસ,
મધુર વહન ગયું છેક સુવર્ણી **જા**વાના દ્વીપોની પાસ, ૫૩૬

ને શમભર લંગારાયું નિજ ઉગમણને બંદર પરિણામ;
અહિયાં **અ**નિલે વણજ કર્યો નિજ, ને લીધી જણસો જે આમ

Quaint monsters for the market of those times,
A gilded dragon, also, for the babes

Less lucky her home-voyage: at first indeed
Thro' many a fair sea-circle, day by day,
Scarce-rocking, her full-busted figure-head
Stared o'er the ripple feathering from her bows:

Then follow'd calms, and then winds variable,
Then baffling, a long course of them; and last
Storm, such as drove her under moonless heavens
Till hards upon the cry of 'breakers' came

The crash of ruin, and the loss of all
But Enoch and two others. Half the night,
Buoy'd upon floating tackle and broken spars,
These drifted, stranding on an isle at morn

Rich, but the loneliest in a lonely sea.
No want was there of human sustenance,
Soft fruitage, mighty nuts, and nourishing roots;
Nor save for pity was it hard to take

ચિત્રવિચિત્ર નમૂનાવાળી, તે સમયે વેચાય સુરંગ,
ને નિજ શિશુને કાજે લીધો કનકરસિત પંખાળભુજંગ,

વળતાં અશુભ સફર થઈ તેની, એણે પ્રથમ મહીં નિર્ધાર,
સૌમ્ય સમુદ્રક્ષિતિજમંડળ બહુ કીધાં વારે વાર પસાર,
ક્વચિત્ થતું આંદોલન, તે પર જડિત પરી માંસલ ઉરભેર,
ટગટગ જોતી સલિલલહેરો સરલ વહેતી પડખાં મેર,

વળતી પવનઅભાવે નિશ્ચલ, વળતી વા વાતો વિકરાળ,
ને વળતી પ્રતિકૂળ સમીરણ, એ ગત ચાલી લાંબો કાળ,
અંતે વાવંટોળે તેને ઠેલ્યું જે ગમ ગગન અઘોર,
ને "ગંભીર ખરાબો!" એવી જેવી જોર સુણાઈ બકોર,

ત્યાં તો પામ્યું નાશ! અને સહુ ડૂલ થયા; પણ માત્ર હયાત
અનિલ અને બે અન્ય ખલાસી, જેણે અરધી રાત બકાત
તરણ કર્યું તરતાં વાનાં ને ડોલ તણા કકડા સંઘાત,
એમ તણાતા તે ફેંકાયા એક નિરાળે બેટ, પ્રભાત;

ખૂબ રસાળ, પરંતુ અટૂલો, છેક અટૂલે પારાવાર,
માનવને પોષક જણસોની તાણ નહોતી આણીપાર,
સુંવાળાં ફળ, જબરાં શ્રીફળ, પૌષ્ટિક કંદ અનેક પ્રકાર,
ને પ્રાણી સહુ વન્ય, બિચારાં, જો કરુણા નહિ હોત લગાર,

The helpless life so wild that it was tame.
There in a seaward-gazing mountain-gorge
They built, and thatch'd with leaves of palm, a hut,
Half hut, half native cavern. So the three,
Set in this Eden of all plenteousness,
Dwelt with eternal summer, ill-content.
For one, the youngest, hardly more than boy,
Hurt in that night of sudden ruin and wreck,
Lay lingering out a three-years' death-in-life.
They could not leave him. After he was gone,
The two remaining found a fallen stem;
And Enoch's comrade, careless of himself,
Fire-hollowing this in Indian fashion, fell
Sun-stricken, and that other lived alone.
In those two deaths he read God's warning 'wait.'
The mountain wooded to the peak, the lawns
And winding glades high up like ways to Heaven,
The slender coco's drooping crown of plumes,

તેને હણવું કઠિન નહોતું, શરણ થતાં તે એને મેળ,
ને પર્વતમાં એક હતી ત્યાં સાગર સંમુખ પડતી નેળ;
તે સહુએ ત્યાં કુટિર બનાવી છાજી ઝાવલીઓથી ધીર,
સહજ વળી કૃત્રિમ એવી આ અર્ધ ગુફા ને અર્ધ કુટીર; ૫૬૦

એવે રઢિયાળે, હરિયાળે વિપુલ સમૃદ્ધિ તણે કૈલાસ,
સતત વસંત છતાં પણ ત્રણ જણ વણ ઉલ્લાસે કરતા વાસ;
એક હતો નાનો ને વયમાં શિશુ કરતાં ભાગ્યે જ મહાન,
વ્યથિત થયો જે રાત અચાનક તૂટી નાવ, થયું તોફાન, ૫૬૪

પાંચ વરસના સમય લગી આ શય્યાવશ જીવંત શ્વાન
જેને તે છોડી નહિ શકતા; ને જ્યારે પામ્યું અવસાન,
તો બે જણને એક જડયું ત્યાં ભોંયપડયું થડ ખૂબ વિશાળ,
અનિલ તણો સંગાથી જે નિજ જાત તણી નહિ લેતો ભાળ, ૫૬૮

ને પ્રાચીન પ્રથાએ તેને પોકળ કરતો સહ અંગાર,
લૂથી એનું મરણ થયું ને અનિલ રહ્યો એકલ તે પાર;
એનું મરણ થતાં એ પામ્યો દૈવી સૂચન ધરવા હામ;
ડુંગર, શિખર લગી વનછાયો, એમાં ચોગાનો અભિરામ, ૫૭૨

વાંકડવેલી કુંજગલી અતિ ઊંચી જાણે નભની વાટ,
ને કોમળ શ્રીફળતરુવરના પીંછમુગટ ઝૂકેલ વિરાટ,

The lightning flash of insect and to bird,
The lustre of the long convolvuluses
That coil'd around the stately stems, and ran
Ev'n to the limit of the land, the glows
And glories of the broad belt of the world,
All these he saw; but what he fain had seen
He could not see, the kindly human face,
Nor ever hear a kindly voice, but heard
The myriad shriek of wheeling ocean-fowl,
The league long roller thundering on the reef,
The moving whisper of huge trees that branch'd
And blossom'd in the zenith, or the sweep
Of some precipitous rivulet to the wave,
As down the shore he ranged, or all day long
Sat often in the seaward-gazing gorge,
A shipwreck'd sailor, waiting for a sail;
No sail from day to day, but every day
The sunrise broken into scarlet shafts

જંતુ અને પંખેરુ તણો ત્યાં વીજ સમાન જ્વલંત ઝગાર,
પચરંગી લાંબી લતિકાની બલિહારી ત્યાં અપરંપાર,
ને જે અતિ જબરાં તરુવર પર લેતી ચારે કોર લટાર,
પરવરતી કરતી ગિરિ પરની ધરતીની મરજાદ પસાર;
પૃથ્વીના કટિબંધ વિપુલની લાલી ને લીલા લેલાર,
ચોગમ જોતો, પણ નહિ તેવું જેથી પામત હર્ષ લગાર;
જોઈ ન શકતો કો એનાશું મનુજ તણું મુખડું પ્રેમાળ,
નિજશો કો પ્રિય સાદ ન સુણતો, પણ તે સુણતો એ કંઠાળ
ઘૂમણ કરતાં વિવિધ, હજારો સાગરબતકોનો ઘોંઘાટ,
યોજનના આયામે ખડકો સંગ તરંગ તણો ગગડાટ,
એવાં ગંજાવર તરુવર જે છેક ખમધ્ય ભણી ભરમાર
વિસ્તરતાં ને પાંગરતાં સહુ, એના ડોલનનો ગુંજાર,
કે કો, મોજાં મેર ઝરણુજળ ખળખળ કરતાં ધાતાં જોર;
હેઠળ સાગરતીર લગી સહુ, **અનિલ** વિચરતો ચારે કોર,
સાગર સંમુખ પડતી નેળે બહુ વેળા બેઠો ગિરિઘાટ,
તૂટી નૌકાનો નાવિક ત્યાં નૌકાસઢની જોતો વાટ,
ના કદી તેને સઢ દેખાતો, નિત દેખાતા ઉદયી ભાણુ
ને એનાં નવરંગ, સુવર્ણાં લાલચટક છૂટેલાં બાણુ,

Among the palms and ferns and precipices;
The blaze upon the waters to the east;
The blaze upon his island overhead;
The blaze upon the waters to the west;
Then the great stars that globed themselves in Heaven,
The hollower-bellowing ocean, and again
The scarlet shafts of sunrise—but no sail.
There often as he watch'd or seem'd to watch,
So still, the golden lizard on him paused,
A phantom made of many phantoms moved
Before him haunting him, or he himself
Moved haunting people, things and places, known
Far in a darker isle beyond the line;
The babes, their babble, Annie, the small house,
The climbing street, the mill, the leafy lanes,
The peacock-yewtree and the lonely Hall,
The horse he drove, the boat he sold, the chill
November dawns and dewy-glooming downs,

જે કરતાં સહુ ખડક, કરાડો, તાડ અને પીપળ પર પાત,
અજવાળું ઝગતું પાણી પર પૂર્વ ભણી અવિરામ પ્રભાત,
અજવાળું ઝગતું નિજ દ્વીપે માથા પર અવિરામ બપોર,
અજવાળું ઝગતું પાણી પર અવિરત સાંજે પશ્ચિમ કોર,

વળતી ગગને ગૌરવશાળી તારલિયા અતિ ગોળાકાર,
સૂતી રાતે ઘોર તરંગે ગર્જન કરતો પારાવાર,
વળી ઉદયી રવિબાણ સુવર્ણાં, પણ સહ નહિ જોતો તે દીન,
બહુ વેળા અવલોકન કરતો અવલોકનમાં બનતો લીન,

ને એવો જડ કે એના પર ઠરતો સોનેરી કૃકલાસ,
ને તેની સામું છાયાશો ભાસ અનેક તણો આભાસ
ગતિ કરતો તેમાં પ્રેરાતો, કે પોતે ગતિ કરતો આમ
જાતે પ્રેરાતો પોતાને પરિચિત જન, જણસો ને ધામ,

છેક વિષુવરેખાથી આઘાં રેવાતીરે પેલે પાર,
બચ્ચાં, એની કાલી કલબલ, અનસૂ, નાનકડું આગાર,
ખડક, પવનચક્કી, નવપલ્લવ કુંજગલી, શેરી, મેદાન,
લલિત મયૂર સમો તરુવર તે, એકલવાયું નિવાસસ્થાન,

અશ્વ ઉપર અસવારી કરતો, વેચેલી નિજ નાવ સુજાત,
તુહિનઠરી લીલી લીલવણી, માઘ તણાં અતિ શીત પ્રભાત,

The gentle shower, the smell of dying leaves,
And the low moan of leaden-colour'd seas.
Once likewise, in the ringing of his ears,
Tho' faintly, merrily—far and far away—
He heard the pealing of his parish bells;
Then, tho' he knew not wherefore, started up
Shuddering, and when the beauteous hateful isle
Return'd upon him, had not his poor heart
Spoken with That, which being everywhere
Lets none, who speaks with Him, seem all alone,
Surely the man had died of solitude.
Thus over Enoch's early-silvering head
The sunny and rainy seasons came and went
Year after year. His hopes to see his own,
And pace the sacred old familiar fields,
Not yet had perish'd, when his lonely doom
Came suddenly to an end. Another ship
(She wanted water) blown by baffling winds,

ઝરમર ઝરમર મેવલિયો ત્યાં, ભીનાં પર્ણ તણો પમરાટ,
ને ઘેરા નીલમ સમ નીલા સાગરનો હળવો ગગડાટ; ૧૧૨

એક સમે એમ જ તેણે નિજ કાન સુણ્યો વાજાંનો સૂર,
મંદ અવાજે પણ ઉચ્છરંગે, આઘેરો ને છેક વિદૂર;
નિજ બંદરમાં શુભ અવસરનું વાદ્ય સુણાયું એને ભાસ,
નહિ સમજ્યો, પણ ત્યાંથી ચમકી ચાલ્યો તે, અનુભવતો ત્રાસ; ૧૧૬

બેટ મનોહર પણ વેરીશો ખાવા ધાયો તો તે દીન
એના નમ્ર હૃદયને પ્રભુમાં પ્રેરી નમિત થયો તલ્લીન,
તે પ્રભુ જે છે સર્વે વ્યાપક, તેને નહિ જ કદિ તજનાર,
પ્રભુમાં જે છે લીન, અટૂલો, એનો તો બેલી કિરતાર; ૧૨૦

નીકર તે એકાંતપણાથી પ્રથમ જ પામત મરણ ખચીત;
અનિલ તણા, ભર યૌવન માંહી રજત બનેલ શિરે એ રીત
ગ્રીષ્મ અને વર્ષાની ઋતુનું વર્ષોવર્ષ ખરે અવકાશ
આવાગમન થયું પણ તેની આશ હજી નહિ પામી નાશ, ૧૨૪

સ્વજનશું મળવા, જૂનાં પ્રેમલ ધામ વિહરવા આશાવંત,
ત્યાં એની એકાંત વસેનો આમ અચાનક આવ્યો અંત;
નિમેલી નિજ વાટ ભુલાયું અન્ય વટાતું સફરવહાણ,
(પાણીની ઊણપને લીધે) થંભાયું આઘું, એ ઠાણ; ૧૨૮

Like the Good Fortune, from her destined course,
Stay'd by this isle, not knowing where she lay;
For since the mate had seen at early dawn
Across a break on the mist-wreathen isle
The silent water slipping from the hills,
They sent a crew that landing burst away
In search of stream or fount, and fill'd the shores
With clamour. Downward from his mountain gorge
Stept the long-hair'd long-bearded solitary,
Brown, looking hardly human, strangely clad,
Muttering and mumbling, idiotlike it seem'd,
With inarticulate rage, and making signs
They knew not what: and yet he led the way
To where the rivulets of sweet water ran;
And ever as he mingled with the crew,
And heard them talking, his long-bounden tongue
Was loosen'd, till he made them understand;
Whom, when their casks were fill'd they too aboard:

“સદ્ભગ”ની પેઠે એને પણ લાગેલો પ્રતિકૂળ સમીર,
ઠેલાયું આ ટાપુ કને ને છેક અજાણ્યે સ્થળ થયું થીર;
સફરવહાણ તણા ટંડેલે જોતાંવેંત વહેલે ભોર
દ્વીપે છાઈ મેઘઘટાના બાંકોરામાંથી તે કોર ૬૩૨
ગિરિ પરથી ધરણી પર સરતાં શાંત, સુધીરાં ઝરણાંનીર,
નાવિકવૃંદ રવાના કીધું, છૂટયું ઊતરતાં તે, તીર;
વારિઝરણને સગણ કિનારે કિલકિલતાં જવ એ સહુ વીર,
ખૂબ જટાળો, મસ દાઢાળો એક અટૂલો કપિલ શરીર, ૬૩૬
ભાગ્યે મનુજ સમાન જણાતો, અજબ પહેરેલે પરિધાન,
નિજ ગિરિનેળેથી હેઠળ ગમ લવલવતો હીંડયો તે સ્થાન,
વાણ અવ્યક્ત, બબૂચકશી નિજ જોઈ થયો ક્રોધાળ અચેત,
તોપણ સહુને વદવા લાગ્યો, કરતો હાથ વડે સંકેત, ૬૪૦
તે સહુ એ નહિ સમજ્યા તોપણ એ સહુને દોરવતો વાટ,
આણ્યા જ્યાં મીઠાં પાણીનાં ઝરણાં કરતાં વહન વિરાટ;
ને જ્યારે તે આમ સિધાર્યો નાવિકવૃંદ તણે સંઘાત,
સહુને વાતો કરતાં સુણતો લાંબા સમય પછી નિજ વાત, ૬૪૪
તો નિજ વાચે વાચ્ય થયો ને સહુને સમજાવ્યું નિજ કાજ,
પીપ ભરી તેને લઈ સાથે સર્વ ગયા નિજ સફરજહાજ;

And there the tale he utter'd brokenly,
Scarce-credited at first but more and more,
Amazed and melted all who listen'd to it;
And clothes they gave him and free passage home;
But oft he work'd among the rest and shook
His isolation from him. None of these
Came from his county, or could answer him,
If question'd, aught of what he cared to know.
And dull the voyage was with long delays,
The vessel scarce sea-worthy; but evermore
His fancy fled before the lazy wind
Returning, till beneath a clouded moon
He like a lover down thro' all his blood
Drew in the dewy meadowy morning-breath
Of England, blown across her ghostly wall:
And that same morning officers and men
Levied a kindly tax upon themselves,
Pitying the lonely man, and gave him it:

ત્યાં તેણે સહુ પાસ સુણાવ્યો તૂટક નિજ વીતકનો સાર,
પ્રથમ પ્રમાણિક ક્વચિત્ જણાતો પણ સંપૂર્ણ કહ્યો જે વાર, ૧૪૮
ચકિત બન્યા ને પિગળાયા સહુ સુણતાં લક્ષ દઈ તે ઠાર,
તેને આપ્યાં વસ્ત્ર અને લઈ ચાલ્યા વતન ભણી વણ નોર;
તો તે સહુ સંઘાત મળીને શ્રમ કરતો ધરી ખંત નિતાંત
મુક્ત થયો આ દીર્ઘ સમયથી જકડાયેલો નિજ એકાંત, ૧૫૨
પણ નિજ તળપદથી તે સહુમાં કો પણ નહિ આવેલો આમ,
જે તે પ્રશ્ન તણો ઉત્તર દે જે સુણવા ઉત્સુક અવિરામ;
સફર હતી કંટાળારૂપી, સમય તણો અતિ લેતી ભોગ,
સફરવહાણ અજાણ્યે સગણે ક્વચિત્ હતું આ અર્ણવજોગ; ૧૫૬
શાંત સમીર થયો કે તેના વતનતરંગો ઊગ્યા જોર,
ત્યાં તો એ ચાંદલિયા હેઠળ, જે વાદળથી છાયો ઘોર;
એક ખરા પ્રણયી સમ તેણે ખેંચ્યો રુધિરે અખિલ શરીર,
નિજ ગુજરાત તણાં હિમભીનાં ગૌચરનો પ્રિય પ્રાતસમીર, ૧૬૦
જે અદ્દભુત ભીંતોશી, ગિરિની હાર વટાતો વાતો આમ;
એ જ પ્રભાત, જહાજ તણા સહુ અધિકારી ને મનુજ તમામ
નાખી કરુણાદાણ ઉમંગે નિજ નિજ શિર પર એ પ્રસ્થાન,
દીન ઉપર અનુકંપા લાવી, તેનું એને આપી દાન, ૧૬૪

Then moving up the coast they landed him,
Ev'n in that harbour whence he sail'd before.
There Enoch spoke no word to any one,
But homeward—home—what home? had he a home?
His home, he walk'd. Bright was that afternoon,
Sunny but chill; till drawn thro' either chasm,
Where either haven open'd on the deeps,
Roll'd a sea-haze and whelm'd the world in grey;
Cut off the length of highway on before,
And left but narrow breadth to left and right
Of wither'd holt or tilth or pasturage.
On the nigh-naked tree the robin piped
Disconsolate, and thro' the dripping haze
The dead weight of the dead leaf bore it down:
Thicker the drizzle grew, deeper the gloom;
Last, as it seem'd, a great mist-blotted light
Flared on him, and he came upon the place.
Then down the long street having slowly stolen,

જવ કાંઠા પર પૂગ્યા, સહુએ છેક ઉતાર્યો ગોદીતીર,
ગોદી પણ તે, જ્યાંથી સફરે પ્રથમ ગયો એ સાગરવીર;
અનિલ વદ્યો કશું નહિ ત્યાં કોને, પણ તે એના ઘર ગમ-ઘેર—
કયું ઘર? શું તેનું કો ઘર છે? કે ચાલ્યો તેના ઘર મેર!

ચાલ્યો ઘર ગમ, ત્યારે ત્રીજો પ્રહર હતો શીતળ, તેજ્જાળ,
ને પેઠો એ ખીણોમાંની ખીણ પશ્ચાત કરાડ વચાળ,
ને એ બંદરમાંનું આ પણ ખુલ્લી ખીણે સાગરકોર;
ધૂમસ ખડકો માંહ્ય છવાતાં ભૂમિ બની અતિ નીલ અઘોર;

ને દેખાતો બંધ થયો ત્યાં ઘોરી વાટ તણો આયામ,
ને ટૂંકો વિસ્તાર જણાતો તેને ડાબે, જમણે ઠામ,
એમાં મ્લાન, વિજન સહુ વનિકા, ખેતર, ગોચર કે મેદાન,
નિષ્પલ્લવ તરુ પર મેનાની વેણુ વગડતી દુખમય, ગ્લાન,

તરુવર સહુ તરબોળ બનેલાં ધૂમસને એવે તોફાન,
ધૂમસના આ અદકા ભારે હેઠળ ખરતાં સૂકયાં પાન;
જેમ વધારે ઝરમર ઝરતી તેમ તિમિર ઘેરાતું ઘોર,
અંતે ઘેરા ઘનમાં ઝાંખી જ્યોતિ ઝબૂકી તેની કોર,

ને ત્યાંથી તરવરતો આવી પૂગ્યો તે પોતાને સ્થાન,
ને લાંબી શેરી પર ચાલ્યો હળવેથી એ સ્તેન સમાન,

His heart foreshadowing all calamity,
His eyes upon the stones, he reach'd the home
Where Annie lived and loved him, and his babes
In those far-off seven happy years were born;
But finding neither light nor murmur there
( A bill of sale gleam'd thro' the drizzle ) crept
Still downward thinking 'dead or dead to me!'
Down to the pool and narrow wharf he went
Seeking a tavern which of old he knew,
A front of timber-crost antiquity,
So propt, worm-eaten, ruinously old,
He thought it must have gone; but he was gone
Who kept it; and his widow Miriam Lane,
With daily-dwindling profits held the house;
A haunt of brawling seamen once, but now
Stiller, with yet a bed for wandering men.
There Enoch rested silent many days.
But Miriam Lane was good and garrulous,

આગામી સહુ વિપત તણો નિજ હૃદય થવા લાગ્યો આભાસ,
હેઠળ કોરે નયનો ધરતો પૂગ્યો તે એના ઘર પાસ,
જેમાં અનસૂ સતત રહેતી ને ધરતી તેના પર પ્રેમ,
ને તે સુખમય સાત વરસમાં જન્મેલાં નિજ બાળક ક્ષેમ;
દેખીને ના બળતો દીવો કે ત્યાં ના કો કરતું વાત,
(પણ ઝરમરમાંથી ઝબકાતી ઘરવેચાણની જાહેરાત;)
સરક્યો તેને મૃત જાણીને કે નિજ જીવનમાંથી લીન,
ચાલ્યો ઢોળાવે ઊતરતો બારે તંગ ગયા તે દીન,
શોધન કરતો વીશીની જે દીર્ઘ સમય પર તેને જ્ઞાત,
આગળના ભાગે બાંધેલી સાગ વડે જુનવાણી ભાત,
થંભ ટકેલી, કીડખવાઈ, જીર્ણ થયેલી નષ્ટ સમાન,
વીશી નષ્ટ થઈ, ગણતો પણ નષ્ટ થયો એ વીશીવાન;
આ વીશીવાળાની વિધવા માયાલક્ષ્મી જેનું નામ,
પંડ ચલવતી દિન પ્રતિદિન આ ઓછી રળતર કરતું ધામ;
જે કો સમય હતું કજિયાળા નાવિકજનનો મુખ્ય મુકામ,
હમણાં સૂનું, તોય પ્રવાસી અલ્પ શયનગૃહ પામે આમ;
બહુ દિન અનિલ રહ્યો ત્યાં ગુપચુપ લેવાને વિશ્રામ લગાર,
માયાલક્ષ્મી બહુ જ હતી એ, વાતગરી ને ગુણિયલ નાર,

Nor let him be, but often breaking in,
Told him, with other annals of the port,
Not knowing—Enoch was so brown, so bow'd,
So broken—all the story of his house.

His baby's death, her growing poverty,
How Philip put her little ones to school,
And kept them in it, his long wooing her,
Her slow consent, and marriage, and the birth

Of Philip's child: and o'er his countenance
No shadow past, nor motion: any one,
Regarding, well had deem'd he felt the tale
Less than the teller: only when she closed

'Enoch, poor man, was cast away and lost'
He, shaking his grey head pathetically,
Repeated muttering 'cast away and lost;'
Again in deeper inward whispers 'lost!'

But Enoch yearn'd to see her face again;
'If I might look on her sweet face again

વારંવાર કનડતી તેને, એક ઘડી ન રહેતી મૂક,
બંદરના ગત, મુખ્ય બનાવો વર્ણવતી તે પાસ અચૂક,
અણજાણે તે પાસ વદી સહુ તેના ઘરનું પણ આખ્યાન,
અનિલ હતો લથડેલ શરીરે, નમિત બનેલો, ભીનેવાન, ૭૦૪

શિશુનું મરણ દશા અનસૂની સતત જતી બનતી કંગાળ,
વલ્લભને લાગ્યું ને એણે કેમ નિશાળે મેલ્યાં બાળ?
એને તેમાં રાખ્યાં, જીતી પ્રણય થકી અનસૂ તે વાર,
એની અતિ ધીમી અનુમતિ ને લગ્ન અને શિશુનો અવતાર; ૭૦૮

એણે આ સહુ વિગત સુણાવી પણ તેના મુખ પર તે વાર,
ના કાંઈ છાયા પસરાઈ, ના કાંઈ અનુભાવ લગાર,
કો પણ દેખણહાર વિચારત, તેને લાગ્યો આ પ્રસ્તાવ,
ઓછો રસિક કથક કરતાં; પણ કરતાં બંધ વદી સમભાવ, ૭૧૨

"અનિલ બિચારો નૌકાભંગે ડૂબ્યો ને પામ્યો અવસાન,"
તો નિજ પળિયલ શિર હીલવતો આર્દ્ર બનાવે તેવે વાન,
રટન કર્યું વદી "નૌકાભંગે ડૂબ્યો ને પામ્યો અવસાન,"
વળી "પામ્યો અવસાન" વદ્યો નિજ ગહન હૃદયમાં ગુંજ સમાન; ૭૧૬

તોય ફરી તેનું મુખ જોવા તલસ્યો અનિલ સુણી આખ્યાન,
"તેનું મીઠું વદન ફરી હું દેખું કે તે છે સુખવાન,

And know that she is happy.' So the thought
Haunted and harass'd him, and dorve him forth,
At evening when the dull November day
Was growing duller twilight, to the hill.
There he sat down gazing on all below;
There did a thousand memories roll upon him,
Unspeakable for sadness. By and by
The ruddy square of comfortable light,
Far-blazing from the rear of Philip's house,
Allured him, as the beacon-blaze allures
The bird of passage, till he madly strikes
Against it, and beats out his weary life.
For Philip's dwelling fronted on the street,
The latest house to landward; but behind,
With one small gate that open'd on the waste,
Flourish'd a little garden square and wall'd:
And in it throve an ancient evergreen,
A yewtree, and all round it ran a walk

તો મુજને સંતોષ થશે,” આ ત્યાં તેને આવેલ વિચાર,
એથી તે અતિશય પજવાયો ને ચાલ્યો તે તરત બહાર;
માઘ તણા ઘનછાયા દિનની સાંજ પડેલ હતી તે વાર
ઝાંખા, મંદ ઝઝકલામાં તે આવ્યો ટીંબા ઉપર સરાર,
ને એ ત્યાં ઉપલાણે બેઠો જોતો હેઠળ સર્વે કોર,
ગત જીવનનાં સ્મરણ હજારો ત્યાં જાગ્યાં એના પર જોર,
કરુણ, અકથ્ય હૃદયભેદક સહુ. ને તેણે દીઠો તે પાર,
છેટે લલિત ઝરૂખામાંથી લાલમલાલ ખુશાલ ઝગાર;
વલ્લભના ઘર પછવાડાના ઝળકારે તેને તે કાળ,
લલચાવ્યો જેવી લલચાવે દીવાદાંડી કેરી ઝાળ
સતત પ્રવાસી પંખીને, જે અંધ બની તેને ઉપલાણ
અથડાઈ, પછડાઈ છાંડે જીવનદુખિયારો નિજ પ્રાણ;
વલ્લભના મંદિરનું દર્શન પડતું શેરી પર સરિયામ,
ને વસતીમાં સહુથી છેલ્લું ટીંબા મેર હતું તે ધામ,
પણ એના પછવાડે નાનું દ્વાર હતું ખુલ્લે મેદાન,
ત્યાં વંડીવાળું, ચોખંડું ખીલેલું નાનું ઉદ્યાન,
એમાં ઊગેલું નિતલીલું એક પુરાતન વૃક્ષ વિરાટ,
ને એમાં ફરતી દોરેલી સુંદર, કાંકરિયાળી વાટ,

Of shingle, and a walk divided it:
But Enoch shunn'd the middle walk and stole
Up by the wall, behind the yew; and thence
That which he better might have shunn'd, if griefs
Like his have worse or better, Enoch saw.
For cups and silver on the burnish'd board
Sparkled and shone; so genial was the hearth:
And on the right hand of the hearth he saw
Philip, the slighted suitor of old times,
Stout, rosy, with his babe across his knees;
And o'er her second father stoopt a girl,
A later but a loftier Annie Lee,
Fair-hair'd and tall, and from her lifted hand
Dangled a length of ribbon and a ring
To tempt the babe, who rear'd his creasy arms,
Caught at and ever miss'd it, and they laugh'd:
And on the left hand of the hearth he saw
The mother glancing often toward her babe,

ને વચ્ચોવચ્ચ માગ જતો જે કરતો તેના સરખા ભાગ,
અનિલ સર્યો સંતાતો કોરે મધ્ય સડકનો કરતો ત્યાગ,
તરુની ઓથે ભીંત ચઢીને જોયું, ને કંઈ સાર અસાર
એવી સ્થિતિમાં હોત કદી તો "ના જોવું" જ હતું શ્રીકાર;
પણ અનિલે તો દીવાલેથી બારીમાં જોયું તે પાર,
પ્યાલા ને રૂપાનાં વાસણ સુંદર મેજ ઉપર લેલાર
ઝળાળ, ઝબૂક ઝબૂક ઝલકતાં ને હૂંફાળ હસંતી આમ,
ને બેઠેલો જમણે હાથે દીઠો વલ્લભને અભિરામ,
પ્રથમ સમયનો નિષ્ફળ પ્રણયી, અંગે જબરો, ગાલે લાલ,
ને એની બંને જંઘા પર એનું પ્રેમલ બાળ ખુશાલ,
ને નિજ અપરપિતા પર બાળા લલિત અઢેલી ઊભી એક,
જે નાનેરી પણ ઊંચેરી, અનસૂયાના જેવી છેક,
ઊંચે ઘાટ, સુકેશી કન્યા ઊંચો એક ધરી નિજ હાથ
લટકેલી દોરી હીલવતી અંત લટકતી વીંટી સાથ,
શિશુને રીઝવતી ને શિશુ નિજ રેખાંકિત કર લઈ તે મેર,
લેવા મથતું લઈ નવ શકતું, તો સહુ હસતાં માયાભેર;
ને બેઠેલી ડાબે હાથે તેણે દીઠી પેલે પાર
જનની એના બાળ ભણી નિજ, હરખઘડી કરતી દૃષ્ટિ પસાર,

But turning now and then to speak with him,
Her son, who stood beside her tall and strong,
And saying that which pleased him, for he smiled.
Now when the dead man come to life beheld
His wife his wife no more, and saw the babe
Hers, yet not his, upon the father's knee,
And all the warmth, the peace, the happiness,
And his own children tall and beautiful,
And him, that other, reigning in his place,
Lord of his rights and of his children's love,—
Then he, tho' Miriam Lane had told him all,
Because things seen are mightier than things heard
Stagger'd and shook, holding the branch, and fear'd
To send abroad a shrill and terrible cry,
Which in one moment, like the blast of doom,
Would shatter all the happiness of the hearth.
He therefore turning softly like a thief,
Lest the harsh shingle should grate underfoot,

પણ વલ્લભશું વાતો કરતી તે ગમ ફરતી વારંવાર;
ને એના પડખે ઊભેલો ઊંચેરો નિજ સબળ કુમાર,

મલકાતો ને વદતો તે સહુ હરખાતો એ જે જે વાત;
મૂઓ મનુજ સજીવ થયો તવ તેણે દીઠી ત્યાં સાક્ષાત
નિજ પરણેત, હવે પરણેતર એની નહિ, ને દીઠું બાળ,
અનસૂનું તોપણ તેનું નહિ, જનક તણી નિજ, જાંઘ વચાળ,

ને દીઠાં હૂંફાળ પ્રણય, સુખ, શાંતિ, વિનોદ અને સંતોષ,
ને દીઠાં ત્યાં રૂપાળાં ને ઉન્નત નિજ બાળક નિર્દોષ,
ને દીઠો વલ્લભને તેના સ્થાને એ ધરતો અધિકાર,
તેની સત્તાનો ને તેના શિશુના પ્રેમ તણો મુખત્યાર;

માયાલક્ષ્મીએ તો તેને સર્વ કહેલ હતું આખ્યાન,
"નજરે દીઠી વાત જ સાચી, વાત સુણી કરતાં બળવાન;"
વળતી લથડાતાં ને પડતાં ઝાલી લીધી તરુની ડાળ,
ને દાબી નિજ ઉરથી ઊઠતી ચીસ ભયંકર ને વિકરાળ,

ના દાબત તે ચીસ ભયંકર—જાણે મહિષાસુરની ગાજ—
તો એક જ ક્ષણમાં સુખિયારો ગૃહસંસાર કરત તારાજ;
ત્યાંથી ધીરે એમ ફર્યો તે, જેમ કરે તસ્કર સંચાર,
થાય રખે! કર્કશ કંકરનો પગતળિયે ખખડાટ લગાર;

And feeling all along the garden-wall,
Lest he should swoon and tumble and be found,
Crept to the gate, and open'd it, and closed,
As lightly as a sick man's chamber-door,
Behind him, and came out upon the waste.
And there he would have knelt, but that his knees
Were feeble, so that falling prone he dug
His fingers into the wet earth, and pray'd.
'Too hard to bear! why did they take me thence?
O God Almighty, blessed Saviour, Thou
That didst uphold me on my lonely isle,
Uphold me, Father in my loneliness
A little longer! aid me, give me strength
Not to tell her, never to let her know.
Help me not to break in upon her peace.
My children too! must I not speak to these?
They know me not. I should betray myself.
Never: no father's kiss for me—the girl

ઉપવનની દીવાલ પકડતો ચાલ્યો પંથે પારોપાર,
મૂર્છાતો પટકાય રખે! ને, એને કો વરતે તે વાર;
દ્વાર સમીપ સર્યો, ખોલી એ વાર્યું હળવે કરસંચાર,
જાણે કો બીમાર તણું તે હોય શયનગૃહ કેરું દ્વાર; ૭૭૬

ને આવ્યો મેદાને, ને તે ઘૂંટણિયે આસન ઉરભાવ
સ્તવન કરત પણ તેના બંને ઢીંચણ અબળ થયેલા સાવ;
એથી તે ઊંધો લેટ્યો ને ભીની માટીમાં તે સ્થાન
તેણે નિજ અંગુલિઓ ભોંકી સ્તવન કર્યું એ એકી ધ્યાન, ૭૮૦

"શીદ મને ત્યાંથી તે લાવ્યા? કરવું સહન, કઠોર અપાર!
સર્વસમર્થ, કુશળ પરમેશ્વર! રાખણહારા હે કિરતાર!
મારા એકલવાયા દ્વીપે, **તેં** મુજને આપેલી ધીર:
**પરમપિતા!** મુજ આ એકાંતે મુજને ધીરજ આપ! લગીર, ૭૮૪

ને તું આવ! વહારે મારી, ને દે! મુજને શક્તિ મહાન,
**અનસૂને** હું ના વર્ણું કે તેને થાય કદી નહિ જ્ઞાન;
એના સુખમાં વિઘ્ન ન નાખું, એમાં આપ! મને સંઘાત,
શું મારાં બાળકને પણ આ ન કહું એમ રહી અજ્ઞાત? ૭૮૮

પણ મુજને જ દઈશ દગો હું? નહિ જ કદી હું કરું ઉચ્ચાર,
પિતૃભાવે ચુંબન લેવાં, એ મારે માટ રહ્યું ન લગાર!

So like her mother, and the boy, my son.'
There speech and thought and nature fail'd a little.
And he lay tranced; but when he rose and paced
Back toward his solitary home again,
All down the long and narrow street he went
Beating it in upon his weary brain,
As tho' it were the burthen of a song.
'Not to tell her, never to let her know.'
He was not all unhappy. His resolve
Upbore him, and firm faith, and evermore
Prayer from a living source within the will,
And beating up thro' all the bitter world,
Like fountains of sweet water in the sea,
Kept him a living soul. 'This miller's wife
He said to Miriam 'that you told me of,
Has she no fear that her first husband lives?'
'Ay, ay, poor soul' said Miriam, 'fear enow!
If you could tell her you had seen him dead.

મુજ તનુજા નિજ જનની જેવી, ને છૈયો, મુજ લલિત કુમાર!"
ને ઉદ્ગાર, વિચાર, પ્રકૃતિ સહુ મૂરઝાયાં ત્યાં થોડીવાર, ૭૯૨

ને તે તન્મય તેમ પડેલો, ને જે વાર થયો ટટ્ટાર,
એકલવાયે ધામ ભણી નિજ વળી તેણે કીધો સંચાર,
તંગ અને લાંબી શેરીમાં ચાલ્યો હેઠળ બારેબાર,
ને નિજ ગ્લાન, વ્યથિત ભેજામાં અફળાતો એનો નિર્ધાર, ૭૯૬

જેમ સતત કાને ગુંજે છે ગીત તણા ધ્રુવપદનું ગાન,—
"અનસૂતે હું ના વર્ણું કે તેને થાય કદી નહિ જ્ઞાન;"
તોય સદંતર વ્યથિત નહોતો, ને તેને નિર્ણય સુખવાન,
એની દૃઢ શ્રદ્ધા ને એનું સ્તવન નિરંતર એકી ધ્યાન, ૮૦૦

ને જે એના સંકલ્પોના અમર ઝરા માંહેથી છેક,
જે રીતે ખારા સાગરમાં મીઠા જળની ધારા એક,
સ્ફુરતા સ્તવન અમરથી તેનો કટુ જીવનમાં જીવ્યો પ્રાણ;
વળતી તેણે એક પ્રસંગે માયાને પૂછી આ વાણ, ૮૦૪

"ચક્કીવાળાની પત્ની તે, જેની મુજશું કીધી વાત,
શું તેને એ બીક નથી કે પ્રથમ ધણી નિજ હોય હયાત?"
માયા બોલી, "રે! રે! અતિશય બીક ધરે તે જીવ સુદીન!
જો તમ એને વદશો કે તમ જોયો તેને પ્રાણવિહીન ૮૦૮

Why, that would be her comfort;' and he thought<br>
'After the Lord has call'd me she shall know,<br>
I wait His time,' and Enoch set himself,<br>
Scorning an alms, to work whereby to live.<br>
Almost to all things could he turn his hand.<br>
Cooper he was and carpenter, and wrought<br>
To make the boatmen fishing-nets, or help'd<br>
At lading and unlading the tall barks,<br>
That brought the stinted commerce of those days;<br>
Thus earn'd a scanty living for himself:<br>
Yet since he did but labour for himself,<br>
Work without hope, there was not life in it<br>
Whereby the man could live; and as the year<br>
Roll'd itself round again to meet the day<br>
When Enoch had return'd, a languor came<br>
Upon him, gentle sickness, gradually<br>
Weakening the man, till he could do no more,<br>
But kept the house, his chair, and last his bed,

એથી તેને સાંત્વન મળશે;" તો તેણે ચિંત્યું નિર્માણ,
"પ્રભુ મુજને તેડું પાઠવશે ત્યારે તેને થાશે જાણ;"
જોતો વાટ ખરી તે તકની, નિંદ્ય ગણી ભિક્ષાઅવતાર
એવો ઉદ્યમ કરતો જેથી નિજ નિર્વાહ થતો નિર્ધાર; ૮૧૨

લગભગ સર્વ વસ્તુ મહીં તે નિજ કર ઘાલી કરતો કાર,
પીપ તણો ઘડનાર હતો ને પૂર્ણ હતો એ કુશળ સુતાર,
નાવિકજનની મચ્છીજાલો વણતો ને દેતો સંઘાત
તુંગ વહાણો ખાલી કરવા કે ભરવામાં, જે આયાત ૮૧૬

તે દિવસોના ઊણુ વણજમાં જૂજ થતાં; ને તે એ રીત
રળતો ને એથી પોતાનો કરતો જૂજ નિભાવ ખચીત;
જ્યારેથી એ શ્રમ કરતો પણ સહુ વણ આશ અને વણ ખંત,
તેમાં એ ચૈતન્ય નહોતું જેથી મનુજ રહે જીવંત; ૮૨૦

પણ ત્યાં પૂરું એક વરસનું ચક્ર ફરી ચૂક્યું જે વાર,
તે દિન પાછો આવ્યો જે દિન **અનિલ** વળેલો આણીપાર;
નબળાઈ તેમાં આવી ને ગાત્ર થયાં સહુ શક્તિ વિહીન,
ધીમા રોગે થોડે થોડે, છેક અશક્ત થયો એ દીન; ૮૨૪

શ્રમ કરવા લાચાર બન્યો ને વશ્ય રહ્યો એ એને ઠામ,
પ્રથમ ઘરે, વળતી માંચીએ, અંતે શય્યામાં અવિરામ;

And Enoch bore his weakness cheerfully.
For sure no gladier does the stranded wreck
See thro' the grey, skirts of a lifting squall
The boat that bears the hope of life approach
To save the life despair'd of, than he saw
Death dawning on him, and the close of all.
For thro' that dawning gleam'd a kindlier hope
On Enoch thinking 'after I am gone,
Then may she learn I lov'd her to the last.
He call'd aloud for Miriam Lane and said
'Woman, I have a secret—only swear,
Before I tell you—swear upon the book
Not to reveal it, till you see me dead.'
'Dead,' clamour'd the good woman, 'hear him talk!
I warrant, man, that we shall bring you round.'
'Swear' added Enoch sternly 'on the book.'
And on the book, half-frighted, Miriam swore.
Then Enoch rolling his grey eyes upon her,

પણ અનિલે નિજ વ્યાધિ સહીને અતિ આનંદે ને સહ ધીર,
જેવા તૂટી નાવ તણા જન ફેંકાયેલ અજાણ્યે તીર,
મેઘ ઝડીના ખૂલતા ઘેરે પટ દેખી પામે ઉલ્લાસ
નૌકા જે દોરી લાવે તે જીવનની આશાને પાસ,
જે જીવનની આશ નહોતી; તેવો તે પણ જોતો આમ
નિજ ગમ મૃત્યુ તણા આગમને ને સર્વેનું છેક વિરામ;
નિજ ગમ મૃત્યુ તણા આગમને તેના કલ્પનમાં તે વાર
પ્રગટાવી શુભ આશા એ કે, "મુજ અવસાન પછી તે નાર
કેમ સમજશે હું એના પર અંત લગી ધરતો મુજ પ્રેમ?"
માયાલક્ષ્મીને મોટેથી બોલાવીને કીધું એમ,—
"એક રહસ્ય ધરું હું, અબળા!–માત્ર શપથ ખા! ને તે વાણ
તુજને કહું તે મોર–શપથ ખા! સાહી કરમાં 'પુનિત પુરાણ!"
પ્રગટ ન કરજે! જ્યાર લગી તું મુજને ના દેખે નિષ્પ્રાણ;"
"હેં! નિષ્પ્રાણ!" વદી સન્નારી, "શું બોલો તમ આવી વાણ!
મનુજ ભલા! હું માથે લઉં છું, તમને વળશે તરત સુવાણ,"
અનિલ ચિડાતો બોલ્યો, "સમ ખા! સાહી કરમાં "પુનિત પુરાણ;"
"પુનિત પુરાણ" લઈ સમ ખાધા માયાએ ગભરાટ સમેત,
ત્યારે અનિલે તેની ગમ નિજ, ઊંચાં ધારી નયનો શ્વેત,

'Did you know Enoch Arden of this town?'
'Know him?' she said 'I knew him far away.
Ay, ay, I mind him coming down the street;
Held his head high, and cared for no man, he.'
Slowly and sadly Enoch answer'd her:
'His head is low, and no man cares for him.
I think I have not three days more to live;
I am the man.' At which the woman gave
A half-incredulous, half-hysterical cry.
'You Arden, you! nay,—sure he was a foot
Higher than you be.' Enoch said again,
'My God has bow'd me down to what I am;
My grief and solitude have broken me;
Nevertheless, know you that I am he
Who married—but that name has twice been changed—
I married her who married Philip Ray.
Sit, listen.' Then he told her of his voyage,
His wreck, his lonely life, his coming back,

પૂછ્યું, "શું તું ઓળખતી તે, આ નગરીનો અનિલકુમાર?"
"ઓળખતી હું," બોલી, "તેને ઓળખતી હું આઘે પાર,
આહા! કેવો! શેરીમાં તે સંચરતો! એ મુજને યાદ,
કોની પણ પરવા નહિ કરતો ધરતો શિર ઉન્નત આબાદ." ૮૪૮

અનિલે તેને ઉત્તર આપ્યો, શોકાતુર હળવે ઉદ્‌ગાર,
"તેનું શિર અવનત છે હમણાં, તેની કો ન કરે દરકાર,
ધારું છું, જીવીશ હવે હું ત્રણ દિનથી નહિ અધિક લગાર,
હું છું તે માણસ;" એ સુણતાં મુગ્ધ બની, ચમકી તે નાર, ૮૫૨

ચીસ પુકારી બોલી બનતી અર્ધ ભ્રમિત, અરધી ભયભીત,
"કોણ! કુમાર તમે છો! ના! ના! એ તો અરધો હાથ ખચીત
મનુજ હતો ઊંચેરો તમથી;" અનિલ વળી બોલ્યો ત્યાં એમ,–
"મારા પ્રભુએ મુજને નીચો છેક ઝુકાવ્યો હું છું જેમ, ૮૫૬

મારા શોક અને એકાંતે મુજને આમ કર્યો લાચાર,
તેમ છતાં તું માન! હવે કે હું છું તે માનવ નિર્ધાર,
જે પરણ્યો—પણ નામ હવે તે બદલાયું છે બીજી વાર,
તેશું હું પરણેલો પરણી વલ્લભરાય વરે જે નાર, ૮૬૦

બેસ! અને સુણ!" વળતી એણે સર્વ સુણાવ્યું સફરબયાન,
નૌકાભંગ, અટૂલું જીવન, નિજ આયાન વળી એ સ્થાન,

His gazing in on Annie, his resolve,
And how he kept it. As the woman heard,
Fast flow'd the current of her easy tears,
While in her heart she yearn'd incessantly
To rush abroad all round the little haven,
Proclaiming Enoch Arden and his woes;
But awed and promise-bounden she forbore,
Saying only 'See your bairns before you go!
Eh, let me fetch 'em, Arden,' and arose
Eager to bring them down, for Enoch hung
A moment on her words, but then replied:
'Woman, disturb me not now at the last,
But let me hold my purpose till I die.
Sit down again; mark me and understand,
While I have power to speak. I charge you now,
When you shall see her, tell her that I died
Blessing her, praying for her, loving her;
Save for the bar between us, loving her

અનસૂ પર તેનું અવલોકન, એ વિષે તેનો નિર્ધાર,
ને એ તેણે કેમ નિભાવ્યો? માયા આ સુણતી જે વાર, ૮૬૪
અશ્રુ તણી એની આંખેથી સતત વહેતી અવિરત ધાર,
ને એના અનુકંપક ઉરમાં તરવરતી એ વારંવાર,
કે એ ધાય બહાર ઘરોઘર નાને બંદર સર્વે સ્થાન,
બોલે અનિલકુમાર તણું ને એના શોક તણું આખ્યાન, ૮૬૮
પણ શપથે ડરતી બસ! બોલી શપથવચનને દેતી માન,
"તમ અવસાન પહેલાં અહિયાં દેખો તમ પ્રેમલ સંતાન,
આહ! કુમાર! રજા દો! મુજને બોલાવી લાવું તમ બાળ,"
આતુરતાથી ઊઠી કે શિશુ ત્યાં આગળ આણે તત્કાળ, ૮૭૨
દેખી ત્યાં એના આગ્રહ પર અનિલ રહ્યો ડગમગ પલવાર,
વળતી બોલ્યો, "અબળા! મુજને અંત સમે નહિ કનડ! લગાર,
અડગ રહેવા દે મુજને મુજ મરણ લગી, મારે 'નિર્ધાર,'
બેસ! વળી સુણ! જ્યાર લગી છે મુજમાં વાચાશક્તિ લગાર, ૮૭૬
ને ધર! ધ્યાન, હવે હું તુજને સોંપું છું હું મારું સ્થાન,
તું જે વાર મળે અનસૂને વદજે! હું પામ્યો અવસાન,
તેને આશિષ દેતો, સ્તવતો, તેશું ધરતો પ્રેમ સદાય,
પ્રેમ સતત ધરતો એવો, અમ વચ્ચેના પ્રતિબંધ સિવાય, ૮૮૦

As when she laid her head beside my own.
And tell my daughter Annie, whom I saw
So like her mother, that my latest breath
Was spent in blessing her and praying for her.

And tell my son that I died blessing him.
And say to Philip that I blest him too;
He never meant us any thing but good.
But if my children care to see me dead,

Who hardly knew me living, let them come,
I am their father; but she must not come,
For my dead face would vex her after-life.
And now there is but one of all my blood

Who will embrace me in the world-to-be:
This hair is his; she cut it off and gave it,
And I have borne it with me all these years,
And thought to bear it with me to my grave;

But now my mind is changed, for I shall see him,
My babe in bliss: wherefore when I am gone,

જાણે જવ તેનું શિર, મુજ શિર સોડે પ્રથમ જ માઝમ રાત;
ને મુજ તનુજા હંસાને મેં દીઠી તાદૃશ એની માત,
ને તેને વદજે! કે એને માટે મારો અંતિમ શ્વાસ,
પણ વપરાયો આશિશ દેવા ને સ્તવવા તે માટે ખાસ, ૮૮૪
વદજે! મુજ કુંવરને કે હું તેને દેતો આશીર્વાદ,
વદજે! વલ્લભને પણ એને દેતો આશિષ અંતરનાદ,
એણે કાંઈ કદી નહિ ઇચ્છયું, પણ સહુ ઇચ્છયું અમ કલ્યાણ;
પણ જો મારાં બાળક તલપે જોવાને મુજને નિષ્પ્રાણ, ૮૮૮
ક્વચિત્ સજીવ મને જોયેલો, તો તું જોવા દેજે! આમ,
તેનો તો હું તાત ખરો; પણ અનસૂ ના આવે આ ઠામ,
મુજ મૂઉં મુખ કરશે તેનું પાછોતર જીવન બેહાલ,
ને હમણાં તે એક જ મારું સર્વ રુધિર, ને મારો લાલ, ૮૯૨
જે મુજને આલિંગન કરશે ભાવિ ભુવનમાં, ને આ વાળ
છે તેના કુંતલના, ને જે અનસૂએ કાપી તે કાળ,
સોંપ્યા મુજને ને મેં તેને રાખ્યા આ સહુ વર્ષ, સુભાત,
ને ચિંતેલું કે એને લઈ જાઉં યમદ્વારે સંઘાત, ૮૯૬
પણ હમણાં મુજ મન બદલાયું, મુજને તો મુજ લલિતકુમાર
સ્વર્ગ મહીં આનંદે મળશે, માટે ગત પામું તે વાર,

Take,—give her this, for it may comfort her:
It will moreover be a token to her,
That I am he.' He ceased; and Miriam Lane
Made such a voluble answer promising all,
That once again he roll'd his eyes upon her
Repeating all he wish'd, and once again
She promised.
Then the third night after this,
While Enoch slumber'd motionless and pale,
And Miriam watch'd and dozed at intervals,
There came so loud a calling of the sea,
That all the houses in the haven rang.
He woke, he rose, he spread his arms abroad
Crying with a loud voice 'A sail! a sail!
I am saved;' and so fell back and spoke no more.
So past the strong heroic soul away.
And when they buried him the little port
Had seldom seen a costlier funeral.



લે! તેને આ દેજે! એથી વળશે તેને શાંતિ લગાર,
વળતી તેથી સ્મરણ રહેશે કે હું છું તે **અનિલકુમાર**;" ૯૦૦
વસિયત કરતો શાંત પડ્યો ને **માયાલક્ષ્મી**એ તે કાળ,
સર્વ વચન દેતી એવો તો આપ્યો નિજ ઉત્તર વાચાળ,
કે તેણે નિજ નયનો નાખ્યાં એના પર ને બીજી વાર,
રટણ કરી નિજ અભિલાષાને ને એની ઇચ્છા અનુસાર, ૯૦૪
બીજી વાર વચન નિજ આપ્યું **માયાલક્ષ્મી**એ સાક્ષાત;
વળતી જ્યારે વાત થઈ આ, ને એ દિનથી ત્રીજી રાત,
**અનિલ** હતો શય્યા પર પોઢ્યો નિશ્ચલ ને નિષ્પ્રભ તે કાળ,
**માયા** જોતી સુપ્ત કદી કે જાગ્રત તેને ઉંઘ વચાળ, ૯૦૮
ને એવું ગંભીર થયું ત્યાં સાગરનું ગર્જન ઘનઘોર,
કે બંદરનાં સર્વે સદનો રણકાયાં અતિ ભારે જોર,
ને તે જાગ્યો, ઊઠી બેઠો ને ફેલાવ્યા કર તે વાર,
એણે મોટે સાદ પુકાર્યું "સફર! સફર! પામ્યો ઉદ્ધાર!" ૯૧૨
ને તે પાછો પોઢ્યો ને ના બોલ્યો તે કો વેળ, યુવાન.
આમ પ્રતાપી વીરપુરુષનો શુભ આત્મા પામ્યો અવસાન;
ને બંદરમાં સહુએ તેને અગ્નિદાહ કર્યો જે વાર,
કોએ ક્વચિત જ દીઠો એવો મોઘેરો અગ્નિસંસ્કાર. ૯૧૬



# અનિલકુમાર

## પ્રેમમંદિરની ત્રીમૂર્ત્તિ

'ઇનૉક આર્ડન' એ મશહૂર કવિ લૉર્ડ ટેનિસનની એક વિખ્યાત કૃતિ છે, જેનો સરલ અને સુસંબદ્ધ અનુવાદ કરવાનો ડૉ. સુરૈયાનો શ્રમ અતિસફળ થયો છે એટલું જ નહિ પણ એ ગુજરાતી સાહિત્યમાં એક નિરતિશય અનુવાદ તરીકે સ્થાન લેશે એમ હું આશા રાખું છું.

'પ્રેમત્રિકોણ' આ કાવ્યનો સ્તંભ છે જેના પર કુરબાનીની ગાથા રચાયેલી છે. એ ગાથાને એકાદ દુષ્ટ જનની કુટિલતા દોષિત નથી બનાવતી, એથી વિરૂદ્ધ નિઃસ્વાર્થ પ્રેમીઓનો ત્યાગ એને વધુ વિશુદ્ધ બનાવે છે. અનસૂયા, વલ્લભ અને અનિલ જાણે કે આ પ્રેમમંદિરની ત્રિમૂર્ત્તિ છે. એમનો આત્મભોગ એમને વધુ માનાર્હ બનાવે છે, અને કાવ્યની કરુણતામાંયે એવી ભવ્યતા ઉપસ્થિત કરે છે જે આપણને નિર્બલ બની અશ્રુ સારતા અટકાવે છે.

આવી અનુપમ હાર્દવાળી કૃતિને ડૉ. સુરૈયાએ સરલ છતાંયે ગૌરવાંકિત ગુર્જરગિરામાં ઉતારી છે. કાવ્યના સમસ્ત વાતાવરણને ગુર્જર જીવનનો ઓપ ચઢાવી દીધો છે.

"સાહી એ પર વારી એનાં દુખણાં લીધાં માયા સાથ."

આ પંક્તિ વાંચ્યા પછી આ કવિતા એક આંગ્લ કવિરચિત કાવ્યનું ભાષાંતર છે, એમ માન્યામાં ન જ આવે. આવા અનન્ય અનુવાદ માટે ડૉ. સુરૈયાને ધન્યવાદ ઘટે છે.

**સરલા મોદી.**

# અનિલકુમાર

## હિંદુપત્ની અનસૂયા

જગતના કોઈ પણ ખૂણામાં જન્મેલા સુંદર વિચારોને કે સુંદર કૃતિઓને પોતાનાં કરી અપનાવી લેવાની શક્તિ એ સંસ્કારિતાનું લક્ષણ ગણાય છે. સિદ્ધહસ્ત અંગ્રેજ કવિઓના હાથની અતિ પ્રશંસા પામેલી પ્રસાદી સુંદર સ્વરૂપમાં પામવાનું સદ્‌ભાગ્ય ગુજરાતને ડૉ. સુરૈયા દ્વારા સાંપડયું છે, પરભાષાની કૃતિઓનાં ભાષાંતરો અને રૂપાંતરો તો થયે જ જાય છે પણ આવા સુંદર, સરળ અને ભાવવાહી સમશ્લોકી અનુવાદો આપી ગુજરાતની સાહિત્યસમૃદ્ધિમાં વધારો કરવાનું માન તો ડૉ. સુરૈયાને જ ફાળે જશે. એમનાં અનુવાદિત કાવ્યો એમના કુશળ હાથે મૌલિક કાવ્યો જ બની ગયાં છે. તેઓ અન્ય કાવ્યોના ભાવ ગ્રહણ કરવાની શકિત ધરાવે છે તેટલી જ ઉત્તમ શકિત ભાવવાહનમાં, ભાવોચિત શબ્દોની પસંદગીમાં અને પદરચનામાં કરી શકયા છે, પરિણામે એમનાં કાવ્યો સુવાચ્ય અને સુગમ્ય બન્યાં છે, કેટલીયે કડીઓ તો સૂકિતરૂપ બની ગઈ છે.

એમની આગલી સરિતાઓની જેમ 'અનિલકુમાર' પણ ઉચ્ચ કોટિનું કાવ્ય ગણાશે. સરળ, ઘરગથુ ભાષામાં આખુંયે કાવ્ય વહેતું જાય છે અને ચક્ષુઓમાંથી અશ્રુ સરાવતું જિગરની આરપાર ઊતરતું જાય છે. અનિલકુમાર ચીનપ્રવાસે જતાં નિજ આર્યપત્નીને એના

કર્ત્તવ્યનું સૂચન કરે છે, ને હિંદુપત્ની અનસૂયા તેને ગ્રહણ કરે અને અંત લગી પોતાની ફરજ બજાવે છે.

"દેવકૃપાથી આપણને આ સફર ઘણી ફળશે સુખકાર,
મુજ કારણ શુચિ પાવક જળતું પાવન ધરજે, અગ્નિઅગાર.
શિશુની સારી સેવા કરજે! જ્યાર લગી આવું આ પાર,
ધરજે! સમું ઘરબાર હવે મુજ જાવાને છે થોડી વાર."

આંગ્લ કવિ લૉર્ડ ટેનિસન મૂળ કાવ્યમાં પુનરુક્તિમય અલંકાર ઝમક બતાવે છે તેજ પ્રમાણે ગુર્જર કવિ ડૉ. સુરૈયા પ અનુવાદિત કાવ્યમાં છટાદાર રસાસ્વાદ ચખાડતા રહ્યા છે.

"So these were wed and merrily rang the bells,
Merrily rang the bells and they were wed."
"અનસૂ પરણી વલ્લભ સંગે ને વાજાં વાગ્યાં ઉછરંગ,
વાજાં વાગ્યાં ઉછરંગે ને અનસૂ પરણી વલ્લભ સંગ."

પ્રભુ પ્રત્યે મારી પ્રાર્થના છે કે ડૉકટર સાહેબ આવાં વ કાવ્યો ગુજરાતને આપવા લાંબું આયુષ પામો!

એની દેસાઈ.

# અનિલકુમાર

## ફૂલવાડી

લૉર્ડ ટેનિસન ઇંગ્લંડના એક કુલીન રાજકવિ હતા, એમનું "ઇનૉક આર્ડન" નામનું કાવ્ય અંગ્રેજી ભાષામાં ઉચ્ચ સ્થાન ધરાવે છે. એવા કાવ્યનો સફળ અનુવાદ તો કોઈ કુલીન અને સિદ્ધહસ્ત કલાકારને હાથે જ સંભવે. ડૉ. સુરૈયાનું પીંગળ અને ભાષા ઉપર મૂળ પ્રભુત્વ હોવાને લીધે 'અનિલકુમાર'માં જરાયે કૃત્રિમતા નથી આવી જતી, શૈલી સ્વાભાવિક અને રસપ્રદ રહી છે. પોતાની કલ્પના અને વિચારોને અનુરૂપ શબ્દો શોધવા કરતાં બીજાની કલ્પના અને વિચારવૈભવને અન્ય ભાષામાં પ્રકટ કરવાં એ અતિ કપરું છે, આ ભગીરથ કાર્ય 'અનિલકુમાર'માં સુસાધ્ય થયું છે.

"અમ છીએ સાત"થી માંડીને "અનિલકુમાર" ડૉ. સુરૈયાની મનોહર, મૂલ્યવાન કૃતિઓનું સપ્તક પૂરું કરે છે. એમનાં આ મખમલી પ્રકાશનોથી ગુજરાતી સુશિક્ષિત કુટુંબોનાં પુસ્તકાલય અલંકૃત બન્યાં છે. અને 'ત્રિવેણી' અને 'મહેરામણ'ની સવૈયા–સરિતાઓમાં ગુર્જર જનતા અવિરત સ્નાન કરતી રહી છે. ગરબા ઝીલતાં બહેનો પણ ડૉ. સુરૈયાનાં પ્રકાશનોની ફૂલવાડીમાં વિહરતાં એ સરિતાઓનાં સ્નાન કરતાં રહ્યાં છે.

'અનિલકુમાર' વાંચતાં એમ લાગે છે કે એક સૈકા પર ભરૂચ જિલ્લામાં નર્મદાના મુખ પાસે ક્યાંક નાના બારામાં આ ઐતિહાસિક

બનાવ બનેલો છે; અને ત્યાં વસતાં ત્રણ જુદાં જુદાં કુળમાં અનસૂયા, અનિલકુમાર અને વલ્લભરાય એ ત્રણ પ્રેમમૂર્ત્તિઓએ જન્મ લઈ ગુર્જર પ્રજામાં પ્રેમ અને પ્રેમની ખાતર કુરબાની આપનાર ગુજરાતી મહાન વ્યક્તિઓ તરીકે તેમણે એમનું જીવન પસાર કર્યું છે. અને આ બનાવને ડૉ. સુરૈયાએ જાણે ઘરમાં વાતચીત કરતાં હોઈએ, એવી શૈલીમાં અને એકસરખા ગોળ મોતીના દાણા પરોવેલી સેર સમાન શબ્દગૂંથણીવાળી પંક્તિઓમાં અને સરિત સમાન વહેતા કાવ્યમાં ગુર્જર પ્રજા સમક્ષ રજૂ કરે છે.

"ને બાલિશ વરશેલી વદતી આમ મનવતાં અવનત શીશ,
મારા સમ! ના લડતા! હું તમ બંનેની લઘુ નાર બનીશ."
"જ્યાર થકી મંગલસૂતરને ઘાલ્યું કોટે રૂઢિવિહીત,
કો સમયે પણ એ નહિ વર્તી તેની ઇચ્છાથી વિપરીત."
"ને તે પીપળ જેમાં બેઠા રાધાજીના નણુદલ વીર
કોઈ શિકારીએ મૃગ ધારી શામળિયાને માર્યું તીર."

આવાં અનેક કાવ્યો રચી ડૉ. સુરૈયા ગુજરાતને ચરણે ધરે એવી અભિલાષા સાથે હું પ્રાર્થના કરું છું.

સરલા કાંટાવાલા.



શ્રી. શ્રીમતીબહેન મહેતા.

# અનિલકુમાર

## વાનપ્રસ્થનો વિલક્ષણ વ્યાસંગ

"વાનપ્રસ્થનો વિલક્ષણ વ્યાસંગ"; ડૉ. સુરૈયાની સાહિત્યિક પ્રવૃત્તિને આ સિવાય કયા શબ્દોમાં વર્ણવી શકાય? કેવળ પોતાના મનોરંજન ખાતર તેઓ એક પછી એક અંગ્રેજી કાવ્યોનાં રૂપાંતરો આપણને આપે જ જાય છે. આજે ટેનિસનના જગવિખ્યાત અંગ્રેજી કાવ્ય "ઇનૉક આર્ડન" નો સમશ્લોકી સવૈયારૂપે અનુવાદ આપણી આગળ રજૂ થાય છે.

"અનિલકુમાર" એ કેવળ (ઇનૉક આર્ડન) નો અનુવાદ નથી. મૂળ કાવ્યનો આત્મા જીવંત રાખી કવિએ એનો સર્વાંગી કાયા પલટો કરી નાખ્યો છે. આ રીતે "અનિલકુમાર" એ એક સ્વતંત્ર કાવ્ય બની ગયું છે.

ડૉ. સુરૈયાના કાવ્યને પ્રશસ્તિની ભાગ્યે જ જરૂર છે. એની આલોચના કરવાનું કામ મારું નથી. રસજ્ઞ તરીકે હું લખતી નથી.

"અનિલકુમાર" ડૉ. સુરૈયાના પ્રયત્નની મહાનતા અને સફળતા દર્શાવે છે. એમના સર્વ રૂપાંતરોમાં આ કદાચ સૌથી મોટું છે. મને આશા છે કે ગુજરાતના કવિઓ, સાહિત્યકારો, અને સમાલોચકો પ્રસ્તુત કાવ્યને આવકારી લેશે; બલ્કે સામાન્ય શિક્ષિત જનસમાજ પણ એને પ્રેમપૂર્વક વધાવી લેશે એમાં શંકા નથી. કારણ કાવ્ય

# અનિલકુમાર

જેટલું સરળ છે તેટલું જ સુવાચ્ય છે; જેટલું રસબસ છે એટલું જ હૃદયંગમ છે; જેટલું ભાવપૂર્ણ છે એટલું જ શૈલીબદ્ધ છે; જેટલું રસજ્ઞભોગ્ય છે એટલું જ બહુજનભોગ્ય છે.

પ્રસ્તુત કાવ્યથી ડૉ. સુરૈયાના અન્ય કાવ્યોએ ગુજરાતી સાહિત્યમાં પ્રાપ્ત કરેલ સ્થાન ઊંચું ચઢશે. "અનિલકુમાર" માં પ્રગટ થતી એમની કવિત્વરીતિ અને કવિત્વશકિત જોઈ એમની પાસે આવાં બીજાં રૂપાંતરો માગવાનો લોભ જતો કરી શકાતો નથી.

અહીં એક વાત કહેવાની ઇચ્છા રોકી શકાતી નથી. હમણાં હમણાં જેને તેને ગરબા રચવાનો શોખ લાગ્યો છે–ગમે તે માણસ પોતાની લાયકાતનો વિચાર કર્યા વગર સ્વનિયુક્ત કવિ કે કવયિત્રી બની બેસે છે. પરિણામે આજે ગરબાઓનો રાફડો ફાટયો છે–જેમાં નથી ઊર્મિ, નથી ભાવ. આ બધાં ભાઈ બહેનો એટલું કેમ સમજતાં નથી કે વૃંદગીતો બુદ્ધિના પ્રદેશમાંથી નથી જન્મતાં-ઊર્મિના પ્રદેશમાંથી જન્મે છે. જેમ જે ઊર્મિજન્ય નહિ તે કાવ્ય નહિ તેમ જે ઊર્મિજન્ય નહિ તે વૃંદગીત કે ગરબો પણ નહિ! એમને જો સાહિત્યમાં રસ જ હોય તો ડૉ. સુરૈયાના જેવી કોઈ પ્રવૃત્તિ કાં હાથમાં ન લે? અથવા ડૉ. સુરૈયાના સહકારમાં અંગ્રેજી કાવ્યોના ગુજરાતીમાં કાં અનુવાદ ન કરે? મને ખાત્રી છે કે ડૉ. સુરૈયા તો કોઈ પણ બહેનને આવી પ્રવૃત્તિમાં ઉત્તેજન અને સહાય ઘણા આનંદપૂર્વક આપશે.

**શ્રીમતી મહેતા.**



શ્રી. શાંતીબહેન મહેતા.

# અનિલકુમાર

## પ્રેમજ્યોતિ

વિદેશી વિશુદ્ધ વિચારોને અપનાવી લેવા, એ હિંદુસ્તાનનો વિશિષ્ટ ગુણધર્મ છે. મહાન અંગ્રેજ કવિઓની શ્રેષ્ટ કૃતિઓના સુરેખ સમશ્લોકી અનુવાદો કરી ડૉ. સુરૈયાએ આ ખાસિયત સિદ્ધ કરી છે. ગુજરાતી જનતાએ ડૉ. સુરૈયાકૃત "ત્રિવેણી" માં નિતાંત સ્નાન કર્યાં, "મહેરામણ"ની સરિતાઓમાં નિરંતર ચંચૂપાત કર્યો અને હમણાં તે, સરિતા "અનિલકુમાર"નાં દર્શન કરવા ભાગ્યશાળી થઈ છે.

'અનિલકુમાર'માં અથથી ઇતિ સુધી પ્રેમજ્યોતિ ઝળહળી રહી છે. શિશુવયમાં જન્મેલી ચિન્ગારી યૌવનમાં યજ્ઞસ્થાનની જ્વલંત જ્વાળા બની સૌદામિની સમાન જીવનભર ઝબકાતી રહી છે. અને અંતે એ જળતી પ્રેમજ્યોતિ પરમાત્માના તેજમાં સમાતી સ્વર્ગની જ્યોત્સ્ના બને છે. શૈલી અતિ સુંદર અને સંસ્કારી છે એથી સરિતારૂપી સવૈયામાં વહેતું કાવ્ય હૃદયંગમ લાગે છે. વસ્તુ સમજવામાં જરાયે શ્રમ જણાતો નથી. વારંવાર વાંચવાને લોલુપતા થાય છે.

# અનિલકુમાર

'વિપત પડે છે ! મારે માથે, પણ રક્ષો ! મુજ આ પરિવાર."
"સાગર સંમુખ પડતી નેળે બહુ વેળા બેઠો ગિરિઘાટ,
તૂટી નૌકાનો નાવિક ત્યાં નૌકાસઢની દેખે વાટ."
"સર્વસમર્થ કુશળ પરમેશ્વર ! રાખણહારા હે કિરતાર."
"જાણે એનું શિર ને મુજ શિર સોડે પ્રથમ જ માઝમ રાત."

આ પંક્તિઓમાં પ્રભુ, પરિવાર અને વતનપ્રત્યે પ્રેમ નીતરે છે. આમ એક તાતવિહિન નાવિક છૈયો ઇશ્વિર, પરિવાર, વતન અને હરીફ પ્રત્યે મરણશય્યા ઉપરથી પણ પ્રેમના પાઠ પઢાવતો પ્રતાપી વીરપુરુષ તરીકે આ ક્ષણભંગુર સંસારમાંથી વિદાય થાય છે.

"ને બંદરમાં સહુએ તેને અગ્નિદાહ કર્યો જે વાર,
કોએ કવચિત જ દીઠો એવો મોઘેરો અગ્નિસંસ્કાર."

મૃદુલા દમણીઆ.

# અનિલકુમાર

## ગુજરાતી સાહિત્યરત્નો

અંગ્રેજી ભાષામાં અતિ ખ્યાતિ પામેલાં ઉત્તમ સાહિત્યરત્નોમાંથી ચૂંટી ચૂંટી, એને હિંદુસ્તાની ઝલે આપી જાણે ગુજરાતી જ સાહિત્યરત્નો હોય તેવા બનાવી ડૉ. સુરૈયા ગુજરાતી જનતાને અવિરત અર્પણ કરતા રહ્યા છે, એથી ગુર્જર પ્રજા તેમનું ઋણ કદીય ભૂલનાર નથી. ગુજરાતી ભાષા અને સવૈયાછંદ ઉપર ડૉ. સુરૈયાનું પ્રભુત્વ છે એ માટે બે મત છે જ નહિ; માત્ર કવિત્વરીતિ અને કવિત્વશક્તિથી અનન્ય સમશ્લોકી અનુવાદ બની શકતા નથી, પણ એવા અનુવાદ કરવા માટે અનુવાદકળા ઉપર પણ કાબૂ ધરાવવાની આવશ્યક્તા રહે છે, અને એ કળામાં પણ નિપુણ કલાકાર તરીકે ડૉ. સુરૈયા બિરદ પામી ચૂકયા છે. એમના અનુવાદો અનુવાદ હોય એવો કદી પણ ભાસ થતો નથી. એમની શૈલી અતિ સરળ અને સુંદર, પણ સંસ્કારી અને ગૌરવશાળી છે અને એમના સવૈયાની ઝમક રમતિયાળ અને કામણગારી છે.

"એમાં મ્લાન વિજન સહુ વનિકા, ગૌચર, ખેતર કે મેદાન,
નિષ્પલ્લવ તરુ પર મેનાની વેણુ વગડતી દુખમય, ગ્લાન."

# અનિલકુમાર

"પનિહારણ યુવતી નિજ બેડું ઝરણ તળે મેલી ઊભેલ,
તે પ્રિયનું ચિંતન કરતી જે એને માટે ભરતો હેલ,"
છલક છલાતાં છાલક સુણતી રસમાં લીન બની વિણ ભાન.

સુશિક્ષિત ગુજરાતી બહેનોએ તો ડૉ. સુરૈયાના પ્રકાશનોને સહૃદય વધાવી લીધાં છે. ગુજરાતી અનેક બહેનો ઊંચી પદવી ધરાવે છે પણ બધાંમાં જોઈએ તેવો સાહિત્યનો શોખ નથી, ઘણી જ થોડી બહેનો સાહિત્યના ક્ષેત્રમાં પડેલી છે, પણ ડૉ. સુરૈયાના પ્રકાશનોથી ગુર્જર બહેનોમાં સાહિત્યપ્રવૃત્તિની સારી પ્રગતિ થતી જાય છે. અને આવા વિકાસ માટે ગુજરાતી સ્ત્રીવર્ગ તો ડૉ. સુરૈયાનો હમેશાં ઋણી રહેશે.

આપણા જીવનને અનુરૂપ એવા અનુવાદો માટે હું ડૉ. સુરૈયાને મારાં હાર્દિક અભિનંદન આપું છું અને એવાં અનેક રૂપાંતરો ડૉ. સુરૈયા ગુજરાતને ચરણે ધરે, એવી આશા રાખું તો અસ્થાને નહિ ગણાય.

**નિર્મળા ધ. દેસાઈ.**

---

મુદ્રકઃ—નર્મદ ગજાનન વૈદ્ય,
શશાંક પ્રિ. પ્રેસ, નાનાભાઈ લેન, કોટ, મુંબઈ.

